ओ३म्

# સંસ્કારવિધિ



શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય
શ્રીમદ્ દયાનંદ સરસ્વતી સ્વામી દ્વારા નિર્મિત

પ્રકાશક :
આર્યસમાજ - ગાંધીધામ




॥ ओ३म् ॥

# અથ સંસ્કાર વિધિ

**વેદાનુકુલ ગર્ભાધાનથી આરંભી**
**અન્ત્યેષ્ટિના સોળ સંસ્કારોથી યુક્ત**

શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમદ્ દયાનંદ સરસ્વતી
સ્વામિ-નિર્મિત :

પ્રકાશક :
**આર્યસમાજ - ગાંધીધામ**

**ગુર્જર ભાષાન્તરકર્તા :**
પંડિત ઈચ્છાશંકર પાઠક
રા. રા. ગિરધરલાલ ગોવિંદજી

**સંપાદક :**
પ્રા. દયાલ આર્ય
"પ્રણવ" ટંકારા - ૩૬૩ ૬૫૦

**પ્રકાશક :**
આર્યસમાજ
મહર્ષિ દયાનંદ માર્ગ, ઝંડા ચોક પાસે.
ગાંધીધામ (કચ્છ) પિન : ૩૭૦ ૨૦૧.

**મૂલ્ય : રૂા. ૧૦-૦૦/- (પ્રચાર કીંમત)**

**આવૃત્તિ :** સાતમી

**પ્રત :** ૧૦૦૦

**વિક્રમાબ્દ :** ૨૦૫૯

**દયાનંદાબ્દ :** ૧૭૯

● મુદ્રક : **આકૃતિ પ્રિન્ટર્સ**, રખિયાલ, અમદાવાદ-૨૩.
ફોન : (૦૭૯) ૨૯૧૦૪૬૭

# વિષયાનુક્રમણિકા

# સંપાદકીય



આચાર્ય કુલ કમલદિવાકર મહર્ષિ દયાનંદ સરસ્વતીએ વેદાદિ ગ્રંથો વર્ણિત સંસ્કારોનો આર્યજાતિમાં હ્રાસ થયેલો જોઈને, જાતિના ઉત્કર્ષ માટે આ "સંસ્કાર વિધિ" ગ્રંથની રચના કરેલ છે. સ્વામીજી રચિત પ્રાયઃ બત્રીસ ગ્રંથોમાં માનવ જીવન નિર્માણ કરનાર **"સંસ્કાર વિધિ"**નું સવિશેષ સ્થાન છે.

ઋષિ કલ્પ સ્વામી દયાનંદ મહારાજની ગ્રંથમાની ભૂમિકા અનુસાર પ્રથમ સંસ્કરણ મુંબઈમાં સંવત ૧૯૩૨ કારતક સુદ અમાસના દિવસે પ્રારંભ કરી, વડોદરામાં પોષ સુદ સાતમના દિવસે પૂર્ણ કરેલ. સ્વામીજીના ગ્રંથલેખનની પદ્ધતિ તેઓ બોલતા જતાં અને પંડિતો કે લહિયાઓ દ્વારા લિપિ બદ્ધ થતું હતું. જેમાં તે લહિયાઓનો પ્રમાદ, પ્રુફ સંશોધનમાં ઉદાસીનતા વગેરેના કારણે પ્રથમ સંસ્કરણમાં ક્ષતિઓ રહી જવા પામેલ. તેમાં સંશોધન-પરિવર્ધન કરીને દ્વિતીય સંસ્કરણ પુનઃ સંવત ૧૯૪૦ના અષાઢ વદ ૧૩ રવિવારે પ્રારંભ કરીને પ્રાયઃ ભાદરવા વદ અમાસના પૂર્ણ કરેલ છે અને આ દ્વિતીય સંસ્કરણ માન્ય રાખેલ છે. જે તેઓશ્રીએ ભૂમિકામાં સ્પષ્ટ કરેલ છે.

ગુજરાતી સંસ્કરણ : 'સંસ્કાર વિધિ'નું ગુજરાતી ભાષાન્તર પંડિત ઈચ્છાશંકર પાઠક અને રા.રા. ગિરધરલાલ ગોવિંદજી મહેતા દ્વારા કરવામાં આવેલ છે. આની પ્રથમ આવૃત્તિ સંવત ૧૯૬૪માં શેઠ શ્રી જેઠાભાઈ પ્રેમજી ટ્રસ્ટ મુંબઈ દ્વારા, જગદીશ્વર પ્રેસમાં, ૧૫૦૦ પ્રતો, કાચા અને પાકા પૂંઠામાં પ્રકાશિત થયેલ છે.

બીજીથી પાંચમી સુધીની આવૃત્તિઓનું પ્રકાશન મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા દ્વારા, પ્રત્યેક આવૃત્તિ ૧૦૦૦ નકલોમાં છપાયેલ છે. તેમાં દ્વિતીયાવૃત્તિ સંવત ૧૯૭૧ (સન ૧૯૧૪)માં ધી યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લિ. ટંકશાળ અમદાવાદમાં, તૃતીયાવૃત્તિ સંવત ૧૯૮૦ (સન ૧૯૨૪)માં શ્રી કૃષ્ણ આર્ટ વર્કસ મુંબઈમાં, ચોથી આવૃત્તિ સન ૧૯૩૬માં અને પાંચમી આવૃત્તિ સન ૧૯૪૪માં આર્ય પ્રકાશ પ્રેસ આણંદથી પ્રકાશન પામેલ છે.

છેલ્લી આવૃત્તિ આર્યસમાજ અમદાવાદ દ્વારા સંવત ૨૦૩૩ (સન ૧૯૭૭)માં ૫૦૦૦ નકલ, નવભારત પ્રિન્ટીંગ પ્રેસમાં છપાયેલ છે. આમાં તે કેટલામી આવૃત્તિ છે તેનો કોઈ ઉલ્લેખ નથી. તપાસ કરતાં પાંચમી પછી આ છઠ્ઠી આવૃત્તિ હોવાનું અનુમાન થાય છે.

સંપાદનકાર્ય : સ્વામીજીના જ્ઞાનત્રયીના ત્રણ ગ્રંથો સત્યાર્થપ્રકાશ, ઋગ્વેદાદિભાષ્ય ભૂમિકા અને સંસ્કાર વિધિમાં ગુજરાતી અનુવાદકો, સંપાદકો અને પ્રકાશકોએ સ્વેચ્છાપૂર્વક વારંવાર પરિવર્ધન અને પરિવર્તન કરીને મૂળ ગ્રંથોના અનુસરણમાં ઉદાસીનતા દર્શાવી છે. પ્રકાશન પૂર્વે મૂળ ગ્રંથોની સાથે મેળવવા અર્થાત્ જોવાની પણ દૃષ્ટિ કરી નથી.

સ્વામી દયાનંદ ઋષિ કલ્પ આપ્ત પુરૂષ હતાં. જેથી તેઓના ગ્રંથો મૂળ અનુસાર જ હોવા જોઈએ, તે દૃષ્ટિને નજર સમક્ષ રાખીને પ્રસ્તુત સંસ્કરણનું સંપાદન કરવામાં આવેલ છે. કારણ કે સ્વામીજીએ ભૂમિકામાં સ્પષ્ટ લખેલ છે કે "(આ ગ્રંથમાં) સર્વ મંત્રોના અર્થો લખવામાં આવેલ નથી કારણ કે આ કર્મકાંડનો વિષય છે. માટે વિશેષ કરીને ક્રિયા વિધાન લખેલ છે...અહિં તો માત્ર ક્રિયા કરવી એ જ મુખ્ય છે. પરંતુ જ્યાં જ્યાં અર્થની આવશ્યકતા હતી ત્યાં ત્યાં અર્થો આપી દીધા છે."

સ્વામીજીના આ અભિપ્રાયથી વિપરિત ગુજરાતી પ્રથમ ત્રણ આવૃત્તિઓમાં પ્રાયઃ મંત્રોના અર્થો ટિપ્પણીમાં લખેલાં છે. વળી ત્યારબાદની આવૃત્તિઓમાં તો તે અર્થોને મૂળમાં જ ભેળસેળ કરી દીધાં છે. તેને ઉક્ત અભિપ્રાય અનુસાર દૂર કરી મૂળ ગ્રંથાનુરૂપ સંશોધન કરેલ છે.

સ્વામીજીએ સર્વ સંસ્કારોમાં જે સમાનવિધિ છે તેને સામાન્ય પ્રકરણમાં લખીને, પ્રત્યેક સંસ્કારમાં તેના પૃષ્ઠાંકોના નિર્દેશ કરેલ છે. પરંતુ ગુજરાતી આવૃત્તિઓમાં આને વારંવાર પુનરૂક્ત કરેલ છે. તે ભાગને દૂર કરી મૂળને અનુરૂપ સંશોધિત કરેલ છે. છૂટી ગયેલ પંક્તિઓ-વાકયો વગેરેની પૂર્તિ કરીને મુદ્રણદોષોનું નિવારણ કરેલ છે.

પાંચમી આવૃત્તિથી છેલ્લી સુધીમાં ગ્રંથારંભમાં પં. મયાશંકરજીનો છ પૃષ્ઠોનો લેખ પ્રકટ થતો રહ્યો છે. પરંતુ આ ઋષિકૃત ગ્રંથોમાં અન્ય ગ્રંથોમાં અન્ય વિદ્વાનોના લેખો અનાવશ્યક હોવાથી દૂર કરેલ છે.

ચતુર્થથી છેલ્લી આવૃત્તિ સુધી પ્રકાશકોએ મૂળગ્રંથમાં સ્વામીજીએ લખેલ ભૂમિકા દૂર કરેલ છે જેને આ સંસ્કરણમાં પુનઃ યથાસ્થાને મુકેલ છે. એજ રીતે ગ્રંથનું તથા ગ્રંથકારનું નામ મૂળગ્રંથ પ્રમાણે યથાવત મુકેલા છે.

ત્રીજીથી છેલ્લી આવૃત્તિ સુધીમાં પ્રકાશકોએ ગુજરાતી ભાષાન્તર કરનાર બંને વિદ્વાનો પંડિત ઈચ્છાશંકર પાઠક અને રા.રા. ગિરધરલાલ ગોવિંદજી મહેતાના નામો કાઢી નાખ્યા છે. તેનું આ સંસ્કારમાં પુનઃ સ્થાપન કરીને તેઓના પરિશ્રમ બદલ કૃતજ્ઞતા જ્ઞાપન કરવામાં આવેલ છે.

પ્રસ્તુત સંસ્કરણના પાઠમાં મહામહોપાધ્યાય પં. યુધિષ્ઠિરજી મીમાંસક સંપાદિત શુદ્ધ સંસ્કરણનું અનુસરણ કરેલ છે. મૂળમાં કોઈ પરિવર્તન કરેલ નથી. પરંતુ ગ્રંથમાંના પ્રમાણો, શીર્ષકો અને જરૂરી અર્થોની સ્પષ્ટતાઓનો નિર્દેશ મોટા કૌંસ [ ] માં કરવામાં આવેલ છે. મૂળ ગ્રંથાનુરૂપ કાર્યમાં પૂર્ણ સાવધાની રાખવા છતાં સહજ માનુષ પ્રમાદના કારણે કોઈ ક્ષતિ રહી જવા પામેલ હોય તે તદર્થ ક્ષમાપ્રાર્થી છું.

મહર્ષિ દયાનંદના અમર ગ્રંથ "સત્યાર્થપ્રકાશ"ની છેલ્લી ગુજરાતી (૧૪થી૧૭) આવૃત્તિઓને મૂળ ગ્રંથ સાથે મેળવીને શુદ્ધ રૂપમાં તેનું સંપાદન કરવાનું સૌભાગ્ય મને થોડા વર્ષો પૂર્વે પ્રાપ્ત થયેલ પુનઃ એ જ રીતે **'સંસ્કાર વિધિ'**ના પ્રસ્તુત સંસ્કરણનું મૂળ ગ્રંથાનુરૂપ સંપાદન-સંશોધન કરીને 'ઋષિતર્પણ' કાર્યનો આનંદ અનુભવું છું. અને તેનો સ્વાધ્યાય કરીને તે આનંદમાં સહભાગી બનવા આપ સર્વેને નિમંત્રણ પાઠવું છું.

અન્તતઃ આ કાર્યમાં ગ્રંથમાંના સંસ્કૃત ભાગની શુદ્ધિમાં સહાયતા પ્રદાન કરનાર ઉપદેશક વિદ્યાલય ટંકારાના અધ્યાપકશ્રી 'આનંદ'નો આભાર માનું છું. એ જ રીતે આ ગ્રંથના દીર્ઘકાલોપરાન્ત પ્રકાશન માટે આર્યસમાજ-ગાંધીધામ અને તેના ઉત્સાહી મંત્રીશ્રી વાચોનિધિ આર્યને ધન્યવાદ સાથે વિરમું છું.

**વિદુષામાશ્રવઃ**

**– દયાલ આર્ય**

# પ્રકાશકીય



અમને ખૂબજ પ્રસન્નતા છે કે અમને મહર્ષિ દયાનંદ સરસ્વતીકૃત આર્ષગ્રંથ **'સંસ્કાર વિધિ'**નું ગુજરાતી સંસ્કરણ પ્રકાશિત કરવાનો અવસર મળ્યો છે. આ ગ્રંથ આપના હાથમાં આવી શકયો તેનો મુખ્ય શ્રેય પ્રો. દયાલ આર્ય (ટંકારા)ને જાય છે. જેમણે પૂર્ણ સ્વસ્થ ન હોવા છતાં આ ગ્રંથનું શ્રમસાધ્ય સંપાદન કાર્ય કરેલ અને પ્રકાશન કરવા અમને પ્રેરણા આપેલ.

આ ગ્રંથ આર્યસમાજ ગાંધીધામ ખાતે સ્થપાયેલ "વેદપ્રચાર નિધિ"થી પ્રાપ્ત વ્યાજ દ્વારા પ્રકાશિત કરેલ છે. આ ગ્રંથ ત્રણ વર્ષ પહેલાં અમને પ્રકાશિત કરવા પ્રો. દયાલ આર્યે આપેલ અને તેને વિશુદ્ધતમ રીતે પ્રકાશિત કરવાનો આગ્રહ કરેલ પરંતુ ગુજરાતી અને સંસ્કૃતનું વિશુદ્ધ પ્રુફ જોવાનું ગુરુતર કાર્ય કરવા માટે પ્રયત્નો ચાલતા રહ્યા અને તેને સંભાળવા માટે કરેલ અમારા સંપર્કના પરિણામો શૂન્ય રહ્યા, જેથી સમય વિતતો ગયો. છેલ્લે શ્રી નાનુભાઈ ટાંક (ટંકારા) દ્વારા ગુજરાતી પ્રુફ અને દર્શન યોગ મહાવિદ્યાલય (રોજડ) દ્વારા સંસ્કૃત પ્રુફની ચકાસણીની જવાબદારી લેવાતા આ કાર્ય સંપન્ન બન્યું. અમે શ્રી નાનુભાઈ ટાંક અને દર્શન યોગ મહાવિદ્યાલયની આ મહાન કામગીરી બદલ આભારી છીએ.

ઉપરોક્ત કામગીરી બાદ અમોએ પ્રકાશનની કામગીરી હાથમાં લીધેલ. અંતિમ પ્રુફ ચેક કરવું જરૂરી હતું. જે કાર્ય શ્રી અખિલેશ આર્ય (ગાંધીધામ) તેમણે પ્રેસમાં રૂબરૂ જઈ પૂર્ણ કરેલ અમે તેમના પણ આભારી છીએ.

વર્તમાન આવૃત્તિમાં ૧૦૦૦ (એક હજાર) પ્રતો જ છાપી છે કારણ કે અગ્રીમ માંગણી નોંધાવવાનું કહેતા માત્ર ૧૦૦ પુસ્તકો જ નોંધાઈ છે. એક પુસ્તકની કિંમત ૩૦/- રૂ.થી પણ વધુ થવા જાય છે. પરંતુ વેદપ્રચારાર્થ કિંમત માત્ર રૂ. ૧૦/- રાખવામાં આવી છે. આ એક હજાર પ્રતો સમાપ્ત થતાં તરત જ નવી આવૃત્તિ શુદ્ધિ સાથે (જો કોઈ પ્રુફ અશુદ્ધિ રહી ગઈ હશે તો) પ્રકાશિત કરાશે.

સરવાળે આ પ્રકાશનમાં જે પરિસ્થિતિગત વિલંબ થતો રહ્યો છે તેનો અમને ખેદ છે. આર્યસમાજ ગાંધીધામ જેમ જેમ પોતાનું સામર્થ્ય વધારી રહ્યો છે તેમતેમ તે વધુ વેદપ્રચાર કાર્ય કરવા તન, મન, ધનથી સમર્પિત બની રહ્યો છે. આ વર્ષ આર્યસમાજ ગાંધીધામની સુવર્ણ જયંતિનનું વર્ષ છે. અને તા. ૨૧થી ૨૫ મે ૨૦૦૩ સુધી રૂા. એક કરોડના ખર્ચે બનેલ વૈદિક સંસ્કાર કેન્દ્રનું ઉદ્દ્‌ઘાટન પણ છે તે શુભ પ્રસંગે સંસ્કાર વિધિનું વિમોચન કરવાનો અમને આનંદ છે. આ ગ્રંથને વધુને વધુ લોકો સુધી પહોંચાડવામાં આર્યજનો મદદ કરશે એવી અપેક્ષા સહ...

**પુરુષોત્તમભાઈ પટેલ**
**પ્રમુખ**

**વાચોનિધિ આર્ય**
**મહામંત્રી**

॥ ओ३म् ॥

नमः सर्वशक्तिमते जगदीश्वराय

# ભૂમિકા

સર્વ સજ્જનોને વિદિત થાય કે મેં ઘણા સજ્જનોના અનુરોધથી શ્રીયુત મહારાજા વિક્રમાદિત્યના સંવત્ ૧૯૩૨ના કાર્તિક કૃષ્ણપક્ષ અમાવાસ્યા શનિવારને દિવસે સંસ્કારવિધિનો પ્રથમારંભ કર્યો હતો. તેમાં સંસ્કૃત પાઠ એકત્ર અને ભાષા પાઠ એકત્ર લખ્યો હતો. આથી સંસ્કાર કરનારા મનુષ્યોને સંસ્કૃત અને ભાષા દૂર દૂર હોવાથી કઠિનતા પડતી હતી. વળી જે એક હજાર પુસ્તકો છપાવ્યાં હતાં તેમાંથી અત્યારે એક પણ રહ્યું નથી. એટલા માટે શ્રીયુત મહારાજા વિક્રમાદિત્યના સંવત્ ૧૯૪૦ના અષાઢ વદ તેરસને રવિવારને દિવસે ઉપરોક્ત ગ્રંથોને સંશોધન કરી પુનઃ છપાવવાનો વિચાર કર્યો.

આ આવૃત્તિમાં જે જે સંસ્કારના ઉપદેશાર્થ - પ્રમાણે વચન અને પ્રયોજન હશે તે તે સંસ્કારની પૂર્વે લખવામાં આવશે, ત્યારપછી સંસ્કારમાં જે જે કર્તવ્ય વિધિ છે તેને ક્રમથી લખીને પછી તે સંસ્કારનો શેષ વિષય કે જે બીજા સંસ્કાર સુધી કરવો જોઈએ તે લખીશું. પ્રથમાવૃત્તિમાં જે વિષય અધિક લખવામાં આવ્યો હતો, તેમાંનો કેટલોક અત્યંત ઉપયોગી ન જણાવાથી આ વખતે મૂકી દેવામાં આવ્યો છે; અને જે જે અત્યંત ઉપયોગી વિષય લાગ્યો છે અને પ્રથમાવૃત્તિમાં ન હતો તેવો અધિક પણ ઉમેરવામાં આવ્યો છે. આથી કોઈએ એમ ન સમજવું કે પ્રથમનો વિષય યુક્ત ન હતો, અગર જરૂરી રહી ગયો હતો, તેનું સંશોધન કર્યું છે. પરંતુ તે વિષયો યથાવત્ ક્રમબદ્ધ સંસ્કૃત સૂત્રમાં લખ્યા હતા, તેથી સર્વ સામાન્ય જનો કૃતકાર્ય થતા ન હતા, એટલા માટે સુગમ કરી દીધું છે, કારણ કે સંસ્કૃતસ્થ વિષય માત્રં

  

વિદ્વાન લોકો જં સમજી શકતા હતા. આ પુસ્તકમાં સામાન્ય વિષય કે જે પ્રત્યેક સંસ્કારની આદિમાં અગર ઉચિત સ્થળે અવશ્ય કરવો જોઈએ, તે પ્રથમ સામાન્ય પ્રકરણમાં લખવામાં આવ્યો છે; અને જે મંત્ર અથવા ક્રિયા સામાન્ય પ્રકરણ માંથી સંસ્કારવિશેષમાં અપેક્ષિત છે, તેનું પૃષ્ઠ, પંક્તિનું પ્રતીક તે તે કર્તવ્ય સંસ્કારોમાં લખ્યાં છે, કે જે જોઈને સામાન્ય વિધિની ક્રિયા ત્યાં સુગમતાથી કરી શકાય; અને સામાન્ય પ્રકરણનો વિધિ પણ સામાન્ય પ્રકરણમાંજ લખવામાં આવ્યો છે; અર્થાત્ ત્યાંનો વિધિ કરીને પછી સંસ્કારનો કર્તવ્ય વિધિ કરે. વળી જે સામાન્ય પ્રકરણનો વિધિ લખ્યો છે તેમાં જ જોઈને અનેક સંસ્કારોમાં કરવો; જેમકે અગ્ન્યાધાન પ્રત્યેક સંસ્કારમાં કર્તવ્ય છે, તો તે સામાન્ય પ્રકરણમાં લખ્યો છે કે જેથી વારંવાર લખવો ન પડે.

આ પુસ્તકમાં પ્રથમ ઈશ્વરસ્તુતિ, પ્રાર્થના, ઉપાસના, પછી સ્વસ્તિવાચન, શાન્તિપાઠ તદનન્તર સામાન્ય પ્રકરણ પશ્ચાત્ ગર્ભાધાનાદિથી અન્ત્યેષ્ટિપર્યંત સોળ સંસ્કાર ક્રમપૂર્વક લખ્યા છે. અને **સર્વ મંત્રોના અર્થ પણ આ પુસ્તકમાં નથી લખવામાં આવ્યા. કારણ કે આ કર્મકાંડનો વિષય છે. માટે વિશેષ કરીને ક્રિયા-વિધાન લખ્યું છે, જ્યાં જ્યાં અર્થની આવશ્યકતા હતી ત્યાં-ત્યાં અર્થ આપી પણ દીધા છે.** વળી મંત્રોના યથાર્થ અર્થ મારા કરેલા વેદભાષ્યમાં તૈયાર છે, તે જેમણે જોવા હોય તેઓએ જોઈ લેવા. અહીં તો માત્ર ક્રિયા કરવી એજ મુખ્ય છે કે જેથી શરીર અને આત્મા સુસંસ્કૃત થવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ થઈ શકે છે અને સંતાન અત્યંત યોગ્ય થાય છે. માટે સંસ્કારો કરવા તે પ્રત્યેક મનુષ્યોને ઉચિત છે.

**- સ્વામી દયાનન્દ સરસ્વતી**

ओम् नमो नमः सर्वविधात्रे जगदीश्वराय ।

# अथ संस्कारविधिं वक्ष्यामः

ओं सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्य्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै । ओं शान्तिः शान्तिः शान्तिः ॥

तैत्तिरीय आरण्यके । अष्टमप्रपाठके । प्रथमानुवाके ॥

सर्वात्मा सच्चिदानन्दो विश्वादिर्विश्वकृद्विभुः ।
भूयात्तमां सहायो नस्सर्वेशो न्यायकृच्छुचिः ॥१॥
गर्भाद्या मृत्युपर्य्यन्ताः संस्काराः षोडशैव हि ।
वक्ष्यन्ते तं नमस्कृत्यानन्तविद्यं परमेश्वरम् ॥२॥
वेदादिशास्त्रसिद्धान्तमाध्याय परमादरात् ।
आर्यैतिह्यं पुरस्कृत्य शरीरात्मविशुद्धये ॥३॥
संस्कारैस्संस्कृतं यद्यन्मेध्यमत्र तदुच्यते ।
असंस्कृतं तु यल्लोके तदमेध्यं प्रकीर्त्यते ॥४॥
अतः संस्कारकरणे क्रियतामुद्यमो बुधैः ।
शिक्षयौषधिभिर्न्नित्यं सर्वथा सुखवर्द्धनः ॥५॥
कृतानीह विधानानि ग्रन्थग्रन्थनतत्परैः ।
वेदविज्ञानविरहैः स्वार्थिभिः परिमोहितैः ॥६॥
प्रमाणैस्तान्यनादृत्य क्रियते वेदमानतः ।
जनानां सुखबोधाय संस्कारविधिरुत्तमः ॥७॥

बहुभिः सज्जनैस्सम्यङ्मानवप्रियकारकैः ।
प्रवृत्तो ग्रन्थकरणे क्रमशोऽहं नियोजितः ॥८॥
दयाया आनन्दो विलसति परो ब्रह्मविदितः,
सरस्वत्यस्याग्रे निवसति मुदा सत्यनिलया ।
इयं ख्यातिर्यस्य प्रततसुगुणा हीशशरणाऽ-
स्त्यनेनायं ग्रन्थो रचित इति बोद्धव्यमनघाः ॥९॥
चक्षूरामाङ्कचन्द्रेऽब्दे कार्तिकस्यान्तिमे दले ।
अमायां शनिवारेऽयं ग्रन्थारम्भः कृतो मया ॥१०॥
बिन्दुवेदाङ्कचन्द्रेऽब्दे शुचौ मासेऽसिते दले ।
त्रयोदश्यां रवौ वारे पुनः संस्करणं कृतम् ॥११॥



# ॥ अथेश्वरस्तुतिप्रार्थनोपासनामन्त्राः ॥

સર્વ સંસ્કારોના પ્રારંભમાં એક વિદ્વાન અથવા બુદ્ધિમાન પુરુષ નિમ્નલિખિત મંત્રોનો પાઠ અને અર્થ દ્વારા ઈશ્વરની સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના સ્થિરચિત્ત થઈને પરમાત્મામાં ધ્યાન લગાવીને કરે તથા અન્ય સર્વ લોકો તેને ધ્યાનપૂર્વક સાંભળે અને વિચારે.

**ओम् विश्वानि देव सवितर्दुरितानि परा सुव ।**
**यद्भद्रन्तन्नऽआ सुव ॥१॥** यजुः० अ. ३० । मं० ३ ॥

**અર્થ :-** હે (सवितः) સકલ જગતને ઉત્પન્ન કરનાર, સમગ્ર ઐશ્વર્યયુક્ત, (देव) શુદ્ધસ્વરૂપ, સર્વ સુખોના દાતા પરમેશ્વર, આપ કૃપા કરીને (नः) અમારાં (विश्वानि) બધા (दुरितानि) દુર્ગુણો, દુર્વ્યસનો તથા દુઃખોને (परा सुव) દૂર કરો (यत्) જે (भद्रम्) કલ્યાણકારક ગુણ, કર્મ, સ્વભાવ અને પદાર્થો હોય (तत्) તે સર્વ અમને (आ सुव) આપની કૃપાથી પ્રાપ્ત થાઓ. ॥૧॥

**हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेकऽआसीत् ।**
**स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥२॥**

यजु० अ० १३ । मं. ४ ॥

**અર્થ :-** (हिरण्यगर्भः) જે સ્વપ્રકાશ સ્વરૂપ છે અને જેણે પ્રકાશક સૂર્યચંદ્રમાદિ પદાર્થો ઉત્પન્ન કરીને ધારણ કર્યા છે, તથા જે

(भूतस्य) ઉત્પન્ન થયેલા સંપૂર્ણ જગત્નો (जातः) પ્રસિદ્ધ (पतिः) સ્વામી (एकः) એક જ ચેતનસ્વરૂપ (आसीत्) હતો. જે (अग्रे) સર્વ જગત્ની ઉત્પત્તિની પહેલાં (समवर्त्तत) વર્તમાન હતો (सः) તે (इमाम्) આ (पृथिवीम्) ભૂમિ (उत) તથા (द्याम्) સૂર્યાદિને (दाधार) ધારણ કરી રહ્યો છે. અમે તે (कस्मै) સુખરૂપ (देवाय) શુદ્ધ પરમાત્માની (हविषा) ગ્રહણ કરવા યોગ્ય યોગાભ્યાસ અને અતિ પ્રેમથી (विधेम) વિશેષ ભક્તિ કર્યા કરીએ. ॥૨॥

**यऽआत्मदा बलदा यस्य विश्वऽउपासते प्रशिषं यस्य देवाः ।**
**यस्य च्छायाऽमृतं यस्य मृत्युः कस्मै देवाय हविषा विधेम ॥३॥**

यजु० अ० २५ । मं० १३ ॥

**અર્થ** :- (यः) જે (आत्मदाः) આત્મજ્ઞાનનો દાતા, (बलदाः) શરીર, આત્મા અને સમાજના બળનો દાતા છે, (यस्य) જેની (विश्वे) સર્વ (देवाः) વિદ્વાન્ લોકો (उपासते) ઉપાસના કરે છે; અને (यस्य) જેનાં (प्रशिषम्) પ્રત્યક્ષ સત્યસ્વરૂપ શાસન, ન્યાય અર્થાત્ શિક્ષણને માને છે, તથા (यस्य) જેની (छाया) છાયા અર્થાત્ આશ્રય જ (अमृतम्) મોક્ષસુખ આપનાર છે. (यस्य) જેનું ન માનવું અર્થાત્ ભક્તિ ન કરવી તે જ (मृत्युः) મૃત્યુ આદિ દુઃખનો હેતુ છે. અમે તે (कस्मै) સુખસ્વરૂપ (देवाय) સકળ જ્ઞાનના આપનાર પરમાત્માની પ્રાપ્તિને માટે (हविषा) આત્મા અને અન્તઃકરણથી (विधेम) ભક્તિ અર્થાત્ તેની જ આજ્ઞાનાં પાલનમાં તત્પર રહીએ. ॥૩॥

**यः प्राणतो निमिषतो महित्वैक इद्राजा जगतो बभूव ।**
**यऽईशेऽअस्य द्विपदश्चतुष्पदः कस्मै देवाय हविषा विधेम ।।४।।**

यजुः० अ० २३ । मं० ३ ।।

**અર્થ :-** (यः) જે (प्राणतः) પ્રાણવાળા અને (निमिषतः) અપ્રાણિરૂપ (जगतः) જગત્‌નો (महित्वा) પોતાના અનંત મહિમાને લીધે (एक इत्) એક જ (राजा) વિરાજમાન રાજા (बभूव) છે, (यः) જે (अस्य) આ (द्विपदः) મનુષ્યાદિ તથા (चतुष्पदः) ગૌ આદિ પ્રાણીઓનાં શરીરની (ईशे) રચના કરે છે તે (कस्मै) સુખસ્વરૂપ (देवाय) સર્વ ઐશ્વર્યના આપનાર પરમાત્માની (हविषा) અમારી સર્વોત્તમ સામગ્રીથી (विधेम) અમે વિશેષ ભક્તિ કરીયે. ।।૪।।

**येन द्यौरुग्रा पृथिवी च दृढा येन स्व स्तभितं येन नाकः ।**
**योऽअन्तरिक्षे रजसो विमानः कस्मै देवाय हविषा विधेम ।।५।।**

यजु० अ० ३२ । मं० ६ ।।

**અર્થ :-** (येन) જે પરમાત્માએ (उग्रा) તીક્ષ્ણ સ્વભાવવાળા (द्यौः) સૂર્ય આદિને (च) તથા (दृढा पृथिवी) દૃઢ ભૂમિને ધારણ કરી છે (येन) જે જગદીશ્વરે (स्वः) સુખને (स्तभितम्) ધારણ કર્યું છે, અને (येन) જે ઈશ્વરે (नाकः) દુઃખ રહિત મોક્ષને ધારણ કર્યો છે. વળી (यः) જે (अन्तरिक्षे) આકાશમાં (रजसः) સર્વ લોકલોકાન્તરોને (विमानः) વિશેષ માનયુક્ત, અર્થાત્ જેમ આકાશમાં પક્ષી ઊડે છે તેમ સર્વ લોકોનું નિર્માણ અને ભ્રમણ કરાવે છે, તે (कस्मै) સુખસ્વરૂપ (देवाय) કામના કરવા યોગ્ય પરબ્રહ્મની પ્રાપ્તિને માટે (हविषा) સઘળાં સામર્થ્યથી

(વિધેમ) અમે વિશેષ ભક્તિ કરીએ. ॥૫॥

**प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परि ता बभूव ।**
**यत्कामास्ते जुहुमस्तन्नोऽअस्तु वयं स्याम पतयो रयीणाम् ॥६॥**

ऋ० मं० १० । सू० १२१ मं० १० ॥

**અર્થ :-** (प्रजापते) હે સર્વ પ્રજાના સ્વામી પરમાત્મા (त्वत्) આપનાથી (अन्यः) ભિન્ન બીજું કોઈ (ता) તે (एतानि) આ (विश्वा जातानि) સર્વ ઉત્પન્ન થયેલાં જડ ચેતનાદિનો (न परि बभूव) તિરસ્કાર કરી શકતું નથી. અર્થાત્ આપ સર્વોપરી છો. (यत्कामाः) જે જે પદાર્થની કામના કરી અમે (ते) આપનો (जुहुमः) આશ્રય લઈએ અને વાંછા કરીએ (तत्) તે તે કામના (नः) અમારી સિદ્ધ થાઓ કે જેથી (वयम्) અમે (रयीणाम्) ધનૈશ્વર્યના (पतयः) સ્વામી (स्याम) થઈએ. ॥૬॥

**स नो बन्धुर्जनिता स विधाता धामानि वेद भुवनानि विश्वा ।**
**यत्र देवाऽअमृतमानशानास्तृतीये धामन्नध्यैरयन्त ॥७॥**

यजु० अ० ३२ । मं० १० ॥

**અર્થ :-** હે મનુષ્યો (सः) તે પરમાત્મા (नः) આપણો (बन्धुः) ભ્રાતા સમાન સુખદાયક, (जनिता) સકલ જગતનો ઉત્પાદક, (सः) તે (विधाता) સર્વ કામોને પૂર્ણ કરનાર છે, (विश्वा) બધા (भुवनानि) લોક અને (धामानि) નામ, સ્થાન તથા જન્મોને (वेद) જાણે છે, અને (यत्र) જે (तृतीये) સાંસારિક સુખદુઃખથી રહિત નિત્યાનંદ યુક્ત (धामन्) મોક્ષ

સ્વરૂપ પરમાત્મામાં (अमृतम्) મોક્ષને (आनशानाः) પ્રાપ્ત કરીને (देवाः) વિદ્વાન્ લોકો (अध्यैरयन्त) સ્વેચ્છાપૂર્વક વિચરે છે, તે જ પરમાત્મા આપણો ગુરુ, આચાર્ય, રાજા તથા ન્યાયાધીશ છે. આપણે સર્વ મળીને તેની સર્વદા ભક્તિ કર્યા કરીએ. ॥૭॥

**अग्ने नय सुपथा रायेऽअस्मान् विश्वानि देव वयुनानि विद्वान ।**
**युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठान्ते नमऽउक्तिं विधेम ॥८॥**

यजु० अ० ४ । मं० १६ ॥

**અર્થ :-** હે (अग्ने) સ્વપ્રકાશ, જ્ઞાનસ્વરૂપ, સર્વ જગત્‌ના પ્રકાશક (देव) સકલ સુખના દાતા પરમેશ્વર આપ જેમ (विद्वान्) સંપૂર્ણ વિદ્યાયુક્ત છો, કૃપા કરીને (अस्मान्) અમને (राये) વિજ્ઞાન અને રાજ્યાદિ ઐશ્વર્યની પ્રાપ્તિ માટે (सुपथा) શ્રેષ્ઠ ધર્મયુક્ત આપ્ત લોકોના માર્ગે (विश्वानि) અને સંપૂર્ણ (वयुनानि) પ્રજ્ઞાન અને ઉત્તમ કર્મ (नय) પ્રાપ્ત કરાવો, અને (अस्मत्) અમારાથી (जुहुराणम्) કુટિલતાયુક્ત (एनः) પાપરૂપ કર્મને (युयोधि) દૂર કરો, એટલા જ માટે અમે (ते) આપની (भूयिष्ठाम्) અનેક પ્રકારે સ્તુતિરૂપ (नमः उक्तिम्) નમ્રતાપૂર્વક પ્રશંસા (विधेम) સદા કર્યા કરીએ અને અખંડાનંદમાં રહીએ. ॥૮॥

**॥ इतीश्वरस्तुतिप्रार्थनोपासनाप्रकरणम् ॥**



# ।। अथ स्वस्तिवाचनम् ।।

अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् । होतारं रत्नधातमम् ।।१।।
स नः पितेव सूनवेऽग्ने सूपायनो भव । सचस्वा नः स्वस्तये ।।२।।
ऋ० मं० १ । सू० १ । मं० १, ९ ।।

स्वस्ति नो मिमीतामश्विना भगः स्वस्ति देव्यदितिरनर्वणः ।
स्वस्ति पूषा असुरो दधातु नः स्वस्ति द्यावापृथिवी सुचेतुना ।।३।।
स्वस्तये वायुमुप ब्रवामहै सोमं स्वस्ति भुवनस्य यस्पतिः ।
बृहस्पतिं सर्वगणं स्वस्तये स्वस्तय आदित्यासो भवन्तु नः ।।४।।
विश्वे देवा नो अद्या स्वस्तये वैश्वानरो वसुरग्निः स्वस्तये ।
देवा अवन्त्वृभवः स्वस्तये स्वस्ति नो रुद्रः पात्वंहसः ।।५।।
स्वस्ति मित्रावरुणा स्वस्ति पथ्ये रेवति ।
स्वस्ति न इन्द्रश्चाग्निश्च स्वस्ति नो अदिते कृधि ।।६।।
स्वस्ति पन्थामनु चरेम सूर्याचन्द्रमसाविव ।
पुनर्ददताघ्नता जानता सं गमेमहि ।।७।।
ऋ० म० ५ । सू० ५१ ।। (मं० ११-१५) ।।

ये देवानां यज्ञिया यज्ञियानां मनोर्यजत्रा अमृता ऋतज्ञाः ।
ते नो रासन्तामुरुगायमद्य यूयं पात स्वस्तिभिः सदा नः ।।८।।
ऋ० मं० ७ । सू० ३५ । (मं० १५) ।।

येभ्यो माता मधुमत्पिन्वते पयः पीयूषं द्यौरदितिरद्रिबर्हाः ।
उक्थशुष्मान् वृषभरान्त्स्वप्नसस्ताँ आदित्याँ अनु मदा स्वस्तये ।।९।।

  

नृचक्षसो अनिमिषन्तो अर्हणा बृहद् देवासो अमृतत्वमानशुः ।
ज्योतीरथा अहिमाया अनागसो दिवो वर्ष्माणंवसते स्वस्तये ॥१०॥
सम्राजो ये सुवृधो यज्ञमाययुरपरिह्वृता दधिरे दिवि क्षयम् ।
ताँ आ विवास नमसा सुवृक्तिभिर्महो आदित्याँ अदितिं स्वस्तये ॥११॥
को वः स्तोमं राधति यं जुजोषथ विश्वे देवासो मनुषो यति ष्ठन ।
को वोऽध्वरं तुविजाता अरं करद्यो नः पर्षदत्यंहः स्वस्तये ॥१२॥
येभ्यो होत्रां प्रथमामायेजे मनुः समिद्धाग्निर्मनसा सप्त होतृभिः ।
त आदित्या अभयं शर्म यच्छत सुगा नः कर्त सुपथा स्वस्तये ॥१३॥
य ईशिरे भुवनस्य प्रचेतसो विश्वस्य स्थातुर्जगतश्च मन्तवः ।
ते नः कृतादकृतादेनसस्पर्यद्या देवासः पिपृता स्वस्तये ॥१४॥
भरेष्विन्द्र सुहवं हवामहेंऽहोमुचं सुकृतं दैव्यं जनम् ।
अग्निं मित्रं वरुणं सातये भगं द्यावापृथिवी मरुतः स्वस्तये ॥१५॥
सुत्रामाणं पृथिवीं द्यामनेहस सुशर्माणमदितिं सुप्रणीतिम् ।
दैवीं नावं स्वरित्रामनागसमस्त्रवन्तीमा रुहेमा स्वस्तये ॥१६॥
विश्वे यजत्रा अधि वोचतोतये त्रायध्वं नो दुरेवाया अभिह्रुतः ।
सत्यया वो देवहूत्या हुवेम श्रृण्वतो देवा अवसे स्वस्तये ॥१७॥
अपामीवामप विश्वामनाहुतिमपारातिं दुर्विदत्रामधायतः ।
आरे देवा द्वेषो अस्मद्युयोतनोरु णः शर्म यच्छता स्वस्तये ॥१८॥
अरिष्टः स मर्त्तो विश्व एधते प्र प्रजाभिर्जायते धर्मणस्परि ।
यमादित्यासो नयथा सुनीतिभिरति विश्वानि दुरिता स्वस्तये ॥१९॥

  

यं देवासोऽवथ वाजसातौ यं शूरसाता मरुतो हिते धने ।
प्रातर्यावाणं रथमिन्द्र सानसिमरिष्यन्तमा रुहेमा स्वस्तये ॥२०॥
स्वस्ति नः पथ्यासु धन्वसु स्वस्त्यप्सु वृजने स्वर्वति ।
स्वस्ति नः पुत्रकृथेषु योनिषु स्वस्ति राये मरुतो दधातन ॥२१॥
स्वस्तिरिद्धि प्रपथे श्रेष्ठा रेक्णस्वत्यभि या वाममेति ।
सा नो अमा सो अरणे नि पातु स्वावेशा भवतु देवगोपा ॥२२॥

ऋ० मं० १० । सू० ६३ ॥ (मं० ३-१६) ॥

इषे त्वोर्ज्जे त्वा वायव स्थ देवो वः सविता प्रार्पयतु श्रेष्ठतमाय कर्मण आप्यायध्वमघ्न्या इन्द्राय भागं प्रजावतीरनमीवा अयक्ष्मा मा व स्तेन ईशत माघशꣳसो ध्रुवाऽअस्मिन् गोपतौ स्यात बह्वीर्यजमानस्य पशून् पाहि ॥२३॥ यजु० अ० १ । मं० १ ॥

आ नो भद्राः क्रतवो यन्तु विश्वतोऽदब्धासोऽअपरीतासऽउद्भिदः ।
देवा नो यथा सदमिद्वृधेऽअसन्नप्रायुवो रक्षितारो दिवेदिवे ॥२४॥
देवानां भद्रा सुमतिर्ऋजूयतां देवानां रातिरभि नो निवर्त्तताम् ।
देवानां सख्यमुपसेदिमा वयं देवा न आयुः प्रतिरन्तु जीवसे ॥२५॥
तमीशानं जगतस्तस्थुषस्पतिं धियञ्जिन्वमवसे हूमहे वयम् ।
पूषा नो यथा वेदसामसद्वृधे रक्षिता पायुरदब्धः स्वस्तये ॥२६॥
स्वस्ति नऽइन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्तार्क्ष्योऽअरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥२७॥

  

भद्रं कर्णेभिः श्रृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।

स्थिरैरङ्गैस्तुष्टुवाँ सस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥२८॥

यजु० अ० २५ । मं० १४, १५, १८, १९, २१ ॥

अग्न आ याहि वीतये गृणानो हव्यदातये ।

नि होता सत्सि बर्हिषि ॥२९॥

त्वमग्ने यज्ञानां होता विश्वेषां हितः । देवेभिर्मानुषे जने ॥३०॥

सा० छन्द आ० प्रपा० १ । मं० १, २ ॥

ये त्रिषप्ताः परियन्ति विश्वा रूपाणि बिभ्रतः ।

वाचस्पतिर्बला तेषां तन्वो अद्य दधातु मे ॥३१॥

अथर्व० कां० १ । सू० १ । वर्ग १ । अनु० १ । प्रपा० १ । मं० १ ॥

॥इति स्वस्तिवाचनम् ॥



# ॥ अथ शान्तिकरणम् ॥

शं न इन्द्राग्नी भवतामवोभिः शं न इन्द्रावरुणा रातहव्या ।
शमिन्द्रासोमा सुविताय शं योः शं न इन्द्रापूषणा वाजसातौ ॥१॥
शं नो भगः शमु नः शंसो अस्तु शं नः पुरन्धिः शमु सन्तु रायः ।
शं नः सत्यस्य सुयमस्य शंसः शं नों अर्यमा पुरुजातो अस्तु ॥२॥
शं नो धाता शमु धर्ता नो अस्तु शं न उरूची भवतु स्वधाभिः ।
शं रोदसी बृहती शं नो अद्रिः शं नो देवानां सुहवानि सन्तु ॥३॥
शं नो अग्निर्ज्योतिरनीको अस्तु शं नो मित्रावरुणावश्विना शम् ।
शं नः सुकृतां सुकृतानि सन्तु शं न इषिरो अभिवातु वातः ॥४॥
शं नो द्यावापृथिवी पूर्वहूतौ शमन्तरिक्षं दृशये नो अस्तु ।
शं न ओषधीर्वनिनो भवन्तु शं नो रजसस्पतिरस्तु जिष्णुः ॥५॥
शं न इन्द्रो वसुभिर्देवो अस्तु शमादित्येभिर्वरुणः सुशंसः ।
शं नो रुद्रो रुद्रेभिर्जलाषः शं नस्त्वष्टा ग्नाभिरिह श्रृणोतु ॥६॥
शं नः सोमो भवतु ब्रह्म शं नः शं नो ग्रावाणः शमु सन्तु यज्ञाः ।
शं नः स्वरूणां मितयो भवन्तु शं नः प्रस्वः शम्वस्तु वेदिः ॥७॥
शं नः सूर्य उरुचक्षा उदेतु शं नश्चतस्रः प्रदिशो भवन्तु ।
शं नः पर्वता ध्रुवयो भवन्तु शं नः सिन्धवः शमु सन्त्वापः ॥८॥
शं नो अदितिर्भवतु व्रतेभिः शं नो भवन्तु मरुतः स्वर्काः ।
शं नो विष्णुः शमु पूषा नो अस्तु शं नो भवित्रं शम्वस्तु वायुः ॥९॥

शं नो देवः सविता त्रायमाणः शं नो भवन्तूषसो विभातीः ।
शं नः पर्जन्यो भवतु प्रजाभ्यः शं नः क्षेत्रस्य पतिरस्तु शम्भुः ॥१०॥
शं नो देवा विश्वदेवा भवन्तु शं सरस्वती सह धीभिरस्तु ।
शमभिषाचः शमु रातिषाचः शं नो दिव्याः पार्थिवाः शं नो अप्याः ॥११॥
शं नः सत्यस्य पतयो भवन्तु शं नो अर्वन्तः शमु सन्तु गावः ।
शं न ऋभवः सुकृतः सुहस्ताः शं नो भवन्तु पितरो हवेषु ॥१२॥
शं नो अज एकपाद् देवो अस्तु शं नोऽहिर्बुध्न्यः शं समुद्रः ।
शं नो अपां नपात्पेरुरस्तु शं नः पृश्निर्भवतु देवगोपाः ॥१३॥
ऋ० मं० ७ । सू० ३५ । मं० १-१३ ॥

इन्द्रो विश्वस्य राजति । शं नोऽ अस्तु द्विपदे शं चतुष्पदे ॥१४॥
शं नो वातः पवतां शं नस्तपतु सूर्यः ।
शं नः कनिक्रदद्देवः पर्जन्योऽ अभि वर्षतु ॥१५॥
अहानि शं भवन्तु नः शँ रात्रीः प्रति धीयताम् ।
शं नऽइन्द्राग्नी भवतामवोभिः शंनऽइन्द्रा वरुणा रातहव्या ।
शं नऽइन्द्रापूषणा वाजसातौ शमिन्द्रासोमा सुविताय शंयोः ॥१६॥
शं नो देवीरभिष्टय आपो भवन्तु पीतये । शंय्योरभिस्रवन्तु नः ॥१७॥
द्यौः शान्तिरन्तरिक्षं शान्तिः पृथिवी शान्तिरापः
शान्तिरोषधयः शान्तिः । वनस्पतयः शान्तिर्विश्वे देवाः शान्तिर्ब्रह्म
शान्तिः सर्वं शान्तिः शान्तिरेव शान्तिः सा मा शान्तिरेधि ॥१८॥
तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्त्रमुच्चरत् । पश्येम शरदः शतं
जीवेम शरदः शतं श्रृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः
शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥१९॥
य० अ० ३६ । मं० ८, १०-१२, १७, २४ ॥

  

यज्जाग्रतो दूरमुदैति दैवं तदु सुप्तस्य तथैवैति ।
दूरङ्गमं ज्योतिषां ज्योतिरेकं तन्मे मनः शिवसंकल्पमस्तु ॥२०॥
येन कर्माण्यपसो मनीषिणो यज्ञे कृण्वन्ति विदथेषु धीराः ।
यदपूर्वं यक्षमन्तः प्रजानां तन्मे मनः शिवसंकल्पमस्तु ॥२१॥
यत् प्रज्ञानमुत चेतो धृतिश्च यज्ज्योतिरन्तरमृतं प्रजासु ।
यस्मान्नऽ ऋते किं चन कर्म क्रियते तन्मे मनः शिवसंकल्पमस्तु ॥२२॥
येनेदं भूतं भुवनं भविष्यत्परिगृहतिममृतेन सर्वम् ।
येन यज्ञस्तायते सप्तहोता तन्मे मनः शिवसंकल्पमस्तु ॥२३॥
यस्मिन्नृचः साम यजूंषि यस्मिन् प्रतिष्ठिता रथनाभाविवाराः ।
यस्मिंश्चितꣳ सर्वमोतं प्रजानां तन्मे मनः शिवसंकल्पमस्तु ॥२४॥
सुषारथिरश्वानिव यन्मनुष्यान्नेनीयतेऽभीशुभिर्वाजिनऽइव ।
हृत्प्रतिष्ठं यदजिरं जविष्ठं तन्मे मनः शिवसंकल्पमस्तु ॥२५॥

यजु० अ० ३४ । मं० १-६ ॥

स नः पवस्व शं गवे शं जनाय शमर्वते । श राजन्नोषधीभ्यः ॥२६॥

साम० उत्तरा० प्रपा० १ । मं० ९ ॥

अभयं नः करत्यन्तरिक्षमभयं द्यावापृथिवी उभे इमे ।
अभयं पश्चादभयं पुरस्तादुत्तरादधरादभयं नो अस्तु ॥२७॥
अभयं मित्रादभयममित्रादभयं ज्ञातादभयं परोक्षात् ।
अभयं नक्तमभयं दिवा नः सर्वा आशा मम मित्रं भवन्तु ॥२८॥

अथर्व कां० १९ । सू० १५ । मं० ५, ६ ॥

## ॥ इति शान्तिकरणम् ॥

# ॥ अथ सामान्यप्रकरणम् ॥

નીચે લખેલી ક્રિયા સર્વ સંસ્કારોમાં કરવી જોઈએ, પરંતુ જ્યાં કંઈ વિશેષ હશે ત્યાં સુચના લખવામાં આવશે, કે અહીં પૂર્વોક્ત અમુક કર્મ ન કરવું અને આટલું વધારે કરવું : એવું સ્થાન સ્થાનમાં બતાવવામાં આવશે.

**યજ્ઞ દેશ :** યજ્ઞનું સ્થાન પવિત્ર હોવું જોઈએ, ત્યાં સ્થળ તથા વાયુ શુદ્ધ હોય અને કોઈપણ જાતનો ઉપદ્રવં ન હોય.

**યજ્ઞશાલા :** આને જ 'યજ્ઞમંડપ' પણ કહે છે. એનું માપ વધારેમાં વધારે સોળ હાથ સમચોરસ ચોખંડ અને ઓછામાં ઓછું આઠ હાથ હોવું જોઈએ. જો મંડપની ભૂમિ અશુદ્ધ હોય તો માત્ર વેદીની જમીન બે-બે હાથ ઊંડે સુધી ખોદીને અશુદ્ધ માટી કાઢી નાંખી ને તેમાં શુદ્ધ માટી ભરવી. જો યજ્ઞશાલા સોળ હાથ સમચોરસ હોય તો ચોતરફ મળીને ૨૦ થાંભલા અને આઠ હાથ સમચોરસ હોય તો બાર થાંભલા કરીને ઉપર છાયા કરવી. એ છાયાની છત વેદીની સર્વથી ઉપરની મેખલા કરતાં દશ હાથ ઊંચી અવશ્ય હોવી જોઈએ. આ યજ્ઞશાલાની ચારે દિશાઓમાં ચાર દ્વાર અવશ્ય રાખવાં પછી તેને ધ્વજા પતાકા તોરણાદિથી સુશોભિત કરવી; અને સ્વચ્છ કરીને નિત્ય છાણથી લિંપીને રંગોળી વગેરેથી સુભૂષિત રાખવી.

સર્વે મનુષ્યોને યોગ્ય છે કે તેઓએ સઘળાં મંગલકાર્યોમાં પોતાના તથા અન્યના કલ્યાણને અર્થે યજ્ઞ દ્વારા ઈશ્વરોપાસના કરવી, અને યજ્ઞને માટે નિમ્નલિખિત સુગંધિત આદિ દ્રવ્યોની આહુતિ યજ્ઞકુંડમાં આપવી.

**યજ્ઞકુંડનું પરિમાણ :** માપ તેની આહુતિઓની ગણત્રી ઉપર છે.

  

જો એક લાખ આહુતિ આપવાની હોય તો કુંડ ઉપરને ગાળે ચાર ચાર હાથનો સમચોરસ તેમજ ઊંડો પણ તેટલો જ અને નીચેના તળિયે ઉપરના ગાળાનો એક ચતુર્થાંશ અર્થાત્ એક હાથ લાંબો પહોળો ચોરસ સકુંડ બનાવવો; આ પ્રમાણે જેટલી આહુતિ દેવી હોય તેના પ્રમાણમાં લાંબો, પહોળો, ઊંડો ચોરસ કુંડ બનાવવો. પણ વધારે આહુતિઓ આપવાની હોય તો દરેક વધારાની લાખ આહુતિ માટે બે બે હાથ માપ વધારવું. અર્થાત્ બે લાખ આહુતિઓ માટે છ હાથ લાંબો, પહોળો, ઊંડો કુંડ બનાવવો. જો આહુતિ પચાસ હજાર આપવાની હોય તો એક હાથ ઓછો અર્થાત્ ત્રણ હાથ સમચોરસ ઉપરને ગાળે તેમજ ઊંડાઈમાં રાખવો અને નીચેથી પોણો હાથ સમચોરસ રાખવો એજ પ્રમાણે પચીસ હજાર આહુતિને માટે બે હાથ સમચોરસ ઉપરને ગાળે અને ઊંડાઈમાં રાખી અર્ધો હાથ નીચેથી સમચોરસ રાખી કુંડ બનાવવો. દશ હજાર આહુતિ સુધી એજ માપનો બે હાથ સમચોરસ કુંડ બનાવવો. પાંચ હજાર આહુતિ સુધી દોઢ હાથ સમચોરસ અને સાડાઆઠ આંગળ નીચેથી સમચોરસ રાખવો.

આ પરિમાણ ઘીની આહુતિઓ માટે સમજવું જોઈએ. એટલે કે કોઈ યજ્ઞમાં અઢી હજાર ઘીની અને અઢીહજાર ખીર અગર મોહન ભોગની મળીને પાંચ હજાર આહુતિ આપવાની હોય તો પણ બે હાથ સમચોરસ માપનો જ કુંડ બનાવવો. ઘીની હજાર આહુતિ આપવાની હોય તો પણ સવા હાથ સમચોરસ અને ચતુર્થાંશ નીચેથી રાખવો પણ એથી ઓછો ન રાખવો. આ કુંડોમાં પંદર આંગળની મેખલા અર્થાત્ પ્રત્યેક મેખલા પાંચ આંગળની ઊંચી પાંચ આંગળ પહોળી એવી ત્રણ મેખલાઓ બનાવવી; આ મેખલાઓ યજ્ઞશાલાની ભૂમિનાં પૃષ્ઠ ઉપર બનાવવી.

**યજ્ઞસમિધા :** અર્થાત્ યજ્ઞમાં બાળવાનાં કાષ્ઠ-પલાશ (ખાખરો) સમી (ખીજડો), પીંપળો, વડ, ગુલર (ઉંબરડો), આંબો, બિલી આદિની સમિધા વેદીનાં પ્રમાણમાં નાની મોટી કપાવીને તૈયાર

  

રાખવી. આ સમિધાઓ કીડાએ ખાધેલી, મલિન દેશોત્પન્ન, અપવિત્ર પદાર્થ વગેરેથી દૂષિત હોય તેવા સ્થાનની ન હોવી જોઈએ. સારી રીતે જોઈને ચોતરફ તથા વચ્ચે ગોઠવવી જોઈએ.

**ચતુર્ધા હોમદ્રવ્ય :** ૧. સુગંધિત-કસ્તુરી, કેશર, અગર, તગર, ચંદન, ઈલાયચી, જાયફલ, જાવંત્રી વગેરે ૨. પુષ્ટિકારક-ઘી, દૂધ, ફળ, કંદ, અન્ન, ચોખા, ઘઉં, અડદ વગેરે ૩. મિષ્ટ-સાકર, મધ, ખારેક, દ્રાક્ષ વગેરે. ૪. રોગનાશક સોમલતા અર્થાત્ ગળો આદિ ઔષધિઓ.

**સ્થાલીપાક :** નિમ્નલિખિત વિધિથી ભાત, ખિચડી, ખીર, લાડુ, મોહનભોગ આદિ ઉત્તમ પદાર્થ બનાવવા. પ્રમાણ :-

**ओं देवस्त्वा सविता पुनात्वच्छिद्रेण पवित्रेण सूर्यस्य रश्मिभिः ॥** (तै० सं० १/२/१/२ ॥)

**અર્થ :-** સૂર્ય જેમ પોતાના કિરણો વડે નિરંતર જગત્ના સઘળા પદાર્થોને શુદ્ધ કરે છે તેમ યજ્ઞકર્ત્તાએ યજ્ઞસંબંધી સઘળી સામગ્રીને યથાવત્ શુદ્ધ કરી લેવી જોઈએ. અર્થાત્ જોઈ, તપાસી લેવી ત્યાર બાદ તે દ્રવ્યોમાંથી યથાયોગ્ય મેળવીને પાક કરવો. જેમ કે એક શેર સાકરના મોહનભોગમાં એક રત્તી કસ્તુરી, એક માસો કેશર, બે માસા જાયફલ, જાવંત્રી એ પ્રમાણે નાંખીને શીરો બનાવવો. એજ પ્રમાણે ખીર, ભાત, ખીચડી, લાડુ આદિ હોમને માટે યથાયોગ્ય ભાગ અને શુદ્ધ વસ્તુઓ લઈને બનાવવા.

ચરુ-અર્થાત્ હોમને માટે પાક બનાવવાનો વિધિઃ

**ओम् अग्नये त्वा जुष्टं निर्वपामि ।** (तुलना-आश्व०गृह्य० १/१०/६ ॥)

અર્થાત્ જેટલી આહુતિ આપવી હોય તે પ્રત્યેક આહુતિને માટે ચાર ચાર મુઠી ચોખા આદિ લઈને-

**ओम् अग्नये त्वा जुष्टं प्रोक्षामि ।** (आश्व०गृह्य० १/१०/७ ॥)

અર્થાત્ એ પ્રમાણે બોલીને ચોખા વગેરેને બરાબર ધોઈને

પાત્રમાં અગ્નિ ઉપર તેનો બરાબર પાક બનાવવો અને જ્યારે એનું કામ પડે ત્યારે આજ્યસ્થાલીમાં કાઢવો અને સુરક્ષિત રાખી, ઉપર ઘૃત સેચન કરવું. એજ પ્રમાણે ઘીને પણ ગાળીને તેમાં કપૂર, કેસર, જાયફળ વગેરે મેળવીને રાખી મુકવું.

**યજ્ઞપાત્ર :** યજ્ઞમાં વાપરવાનાં પાત્રો વિશેપે કરીને ચાંદી, સોના અથવા કાષ્ઠના નિમ્ન લિખિત પ્રમાણે હોવા જોઈએ.

**अथ पात्रलक्षणान्युच्यन्ते**

**बाहुमात्र्यः पाणिमात्रपुष्कराः, षडङ्गुलखातास्त्वग्बिला हंसमुखप्रसेकाः, मूलदण्डाश्चतस्रः स्रुचो भवन्ति । तत्र पालाशी जुहूः, आश्वत्थ्युपभृत्, वैकङ्कती ध्रुवा, अग्निहोत्रहवणी च ।**

**अरत्निमात्रः खादिरः स्रुव, अङ्गुष्ठपर्वमात्रपुष्करः । तथाविधो द्वितीयो वैकङ्कतः स्रुवः ।**

**वारणं बाहुमात्र मकराकारम्, अग्निहोत्रहवणीनिधानार्थं कूर्चम् ।**

**अरत्निमात्र खादिरं खड्गाकृति वज्रम् ।**

**वारणान्यहोमसंयुक्तानि-तत्रोलूखलं नाभिमात्रम् । मुसलं शिरोमात्रम् । अथवा मुसलोलूखले वार्क्षे सारदारुमये शुभे इच्छा-प्रमाणे भवतः । तथा-**

**खादिरं मुसलं कार्यं पालाशः स्यादुलूखलः ।**
**यद्वोभौ वारणौ कार्यौ तदभावेऽन्यवृक्षजौ ॥**

**शूर्पं वैणवमेव वा, ऐषीकं नलमयं वाऽचर्मबद्धम् ।**

**प्रादेशमात्री वारणी शम्या ।**

**कृष्णाजिनमखण्डम् ।**

**दृषदुपले अश्ममये ।**

**वारणीं २४ हस्तमात्रीं, २२ अरत्निमात्रीं वा खातमध्यां मध्यसंगृहीतामिडापात्रीम् ।**

  

अरत्निमात्राणि ब्रह्मयजमानहोतृपत्न्यासनानि ।

मुञ्जमयं त्रिवृतं व्याममात्रं योक्त्रम् ।

प्रादेशदीर्घे अष्टाङ्गुलायते षडङ्गुलखातमण्डलमध्ये पुरो - डाशपात्र्यौ ।

प्रादेशमात्रं द्व्यङ्गुलपरीणाहं तीक्ष्णाग्रं श्रृतावदानम् ।

आदर्शाकारे चतुरस्रे वा प्राशित्रहरणे । तयोरेकमीषत्खातमध्यम् ।

षडङ्गुलं कङ्कतिकाकारमुभयतःखातं षडवत्तम् ।

द्वादशाङ्गुलमर्द्धचन्द्राकारमष्टाङ्गुलोत्सेधमन्तर्द्धानकटम् ।

उपवेशोऽरत्निमात्रः ।

मुञ्जमयी रज्जुः ।

खादिरान् द्वादशाङ्गुलदीर्घान् चतुरङ्गुलमस्तकान् तीक्ष्णाग्रान् शङ्कून् ।

यजमानपूर्णपात्रं पत्नीपूर्णपात्रं च द्वादशाङ्गुलदीर्घं चतुर-ङ्गुलविस्तारं चतुरङ्गुलखातम् ।

तथा प्रणीतापात्रञ्च ।

आज्यस्थाली द्वादशाङ्गुलविस्तृता प्रादेशोच्चा ।

तथैव चरुस्थाली । अन्वाहार्यपात्रं पुरुषचतुष्टयाहारपाक-पर्याप्तम् ।

समिदिध्मार्थं पलाशशाखामयम् ।

कौशं बर्हिः । ऋत्विग्वरणार्थं कुण्डलाङ्गुलीयकवासांसि ।

पत्नीयजमानपरिधानार्थं क्षौमवासश्चतुष्टयम् ।

अग्न्याधेयदक्षिणार्थं चतुर्विंशतिपक्षे एकोनपञ्चाशद् गावः, द्वादशपक्षे पञ्चविंशतिः, षट्पक्षे त्रयोदश, सर्वेषुः पक्षेषु आदित्येष्टौ धेनुः ।

वस्त्रार्थं चतस्रो गावः ।

  

स्रुवः ४, अंगुल २४ शम्या प्रादेश १ अरणी ४





उपल श्रृतावदान प्रादेशमात्र कूर्च बाहुमात्र





पाटला ४, लम्बा २४ अंगुल उलूखल नाभिमात्र मुसल





पूर्णपात्र अं० १२, चौड़ा अंगुल ६, स्रुच् सर्व ४, बाहुमात्र




अभ्रि १, अं० २४ ओबली अ० १२ चात्र अ० १२





षडवत्त अं० २४ पुरोडाशपात्री इडा अंगुल २४





  

अंगुल ६ पोली अंगुल ४ ऊंची अधरारणी



प्राशित्रहरणे दर्पणाकारः



पिष्टपात्री



प्रणीता अं० १२



प्रोक्षणी अं० १२



अंगोछा २४ अं० लंबा



अन्तर्धान १, अं० १२



खांडा अंगुल २७



उत्तराणी टुकड़ा १८



मूलेखात दृषद्



उपवेश १, अं० २४



शूर्प



समिध पलाश की १८ हस्त (मात्र) ३ इध्म परिधि ३ पलाश की बाहुमात्र । सामिधेनी समित् प्रदेशमात्र । समीक्षण लेर ५ । शाटी १ । दृषदुपल १, दीर्घ अंगुल १२, पृ० १७ । उपल अंगुल ६ । नेतु व्याम=हाथ ४, त्रिवृत्तृण वा गोवाल का ।

  

# अथ ऋत्विग्वरणम् ।

(પ્રથમ યજમાને ઋત્વિજનું વરણ નિમ્ન પ્રકારે કરવું)

**यजमानोक्तिः-'ओमावसोः सदने सीद'** । (ગો૦ ગૃ૦ ૧/૫/૧૫ ॥)

આ પ્રમાણે મંત્રનું ઉચ્ચારણ કરીને ઋત્વિજ પાસે કર્મ કરાવવાની ઈચ્છાથી સ્વીકાર કરવા માટે પ્રાર્થના કરવી.

**ऋत्विगुक्तिः-'ओं सीदामि'** ।

ઋત્વિજે તેમ બોલીને તેના માટે બિછાવેલા આસન પર બેસવું.

**यजमानोक्तिः-'अहमद्योक्तकर्मकरणाय भवन्तं वृणे'** ।

**ऋत्विगुक्तिः-'वृतोऽस्मि'** ।

**ઋત્વિજોનાં લક્ષણ :** હંમેશાં જેમનો ઋત્વિજ તરીકે સ્વીકાર કરવામાં આવે તેઓ વિદ્વાન, ધાર્મિક, જિતેન્દ્રિય, કર્મકુશલ, નિર્લોભ, પરોપકારી, દુર્વ્યસનરહિત, કુલીન, સુશીલ ઈત્યાદિ સદ્‌ગુણસંપન્ન હોવા જોઈએ, તથા વૈદિક મતાવલંબી અને વેદવિત્ હોવા જોઈએ. જો આવો એકજ વિદ્વાન હોયતો માત્ર તેને પુરોહિત બનાવવો. બે હોયતો પુરોહિત તથા ઋત્વિજ, ત્રણ હોયતો ઋત્વિજ, પુરોહિત તથા અધ્યક્ષ અને ચાર હોય તો હોતા, અધ્વર્યુ, ઉદ્‌ગાતા અને બ્રહ્મા એ પ્રમાણે નિયુક્ત કરવા. એમનાં આસન વેદીની ચારે બાજુએ નીચે પ્રમાણે હોવા જોઈએ-

**હોતા**—વેદીની પશ્ચિમમાં પૂર્વાભિમુખ.

**અધ્વર્યુ**—વેદીની ઉત્તરમાં દક્ષિણાભિમુખ.

**ઉદ્‌ગાતા**—વેદીની પૂર્વમાં પશ્ચિમાભિમુખ.

**બ્રહ્મા**—વેદીની દક્ષિણમાં ઉત્તરાભિમુખ.

યજમાનનું આસન પશ્ચિમમાં પૂર્વાભિમુખ અથવા દક્ષિણમાં ઉત્તરીભિમુખ હોવું જોઈએ. ઋત્વિજોને સત્કારપૂર્વક આસન ઉપર બેસાડવા અને તેઓએ પ્રસન્નતા પૂર્વક આસન ઉપર બેસવું અને ઉપસ્થિત કર્મ વિના બીજું કંઈ કર્મ કે વાત કોઈએ પણ કરવી નહીં.

**[आचमन अङ्गस्पर्श]**

ઋત્વિજોનું વરણ થઈ રહ્યા પછી યજ્ઞ કરવા બેઠેલા સર્વે (યજમાન તથા ઋત્વિજોએ) પોતપોતાના જલ પાત્રથી નિમ્નલિખિત મંત્રોથી ત્રણ ત્રણ આચમન કરવા અર્થાત્ એક-એકથી એક-એક વાર આચમન કરવું -

**ओम् अमृतोपस्तरणमसि स्वाहा ॥** (આથી એક)
**ओम् अमृतापिधानमसि स्वाहा ॥** (આથી બીજું)
**ओं सत्यं यशः श्रीर्मयि श्रीःश्रयतां स्वाहा ॥** (આથી ત્રીજું આચમન કરવું)

(आश्व० गृह्य० १/२४/१२/२१/२२ ॥)

ત્યાર પછી નિમ્નલિખિત મંત્રો બોલી જલ વડે અંગોનો સ્પર્શ કરવો-

**ओं वाङ् म आस्येऽस्तु ॥** આ મંત્ર વડે મુખ.

**ओं नसोर्मे प्राणोऽस्तु ॥** આ મંત્ર વડે નાસિકાનાં બન્ને છિદ્રો.

**ओम् अक्ष्णोर्मे चक्षुरस्तु ॥** આ મંત્ર વડે બન્ને નેત્ર.

**ओं कर्णयोर्मे श्रोत्रमस्तु ॥** આ મંત્ર વડે બન્ને કાન.

**ओं बाह्वोर्मे बलमस्तु ॥** આ મંત્ર વડે બન્ને બાહુ.

**ओम् ऊर्वोर्म ओजोऽस्तु ॥** આ મંત્ર વડે બન્ને જંઘાઓ,

**ओम् अरिष्टानि मेऽङ्गानि तनूस्तंन्वा मे सह सन्तु ॥७॥**

(पार० गृ० १/३/२५)

આ મંત્ર વડે આખા શરીર પર પાણી છાંટવું. તદનંતર-વેદીમાં **સમિધાચયન** કરવું. પછી :-

## अग्न्याधान

**ओं भूर्भुवः स्वः ।** (गोभिलगुह्य० १/१/११ ।।)

આ મંત્રનું ઉચ્ચારણ કરી બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્યને ત્યાંથી અગ્નિ લાવી, અથવા તો ઘૃતનો દીપક કરી તેના વડે કપૂર સળગાવી સમિધાના બારીક ટુકડા એના ઉપર મૂકીને યજમાન કે પુરોહિત-તે પાત્રને બન્ને હાથથી ઉપાડી, જો ગરમ હોયતો ચીપિયાથી પકડીને નિમ્ન મંત્રથી **"અગ્ન્યાધાન"** કરે-

**ओं भूर्भुवः स्वर्द्यौरिव भूम्ना पृथिवीव व्वरिम्णा ।**
**तस्यास्ते पृथिवी देवयजनि पृष्ठेऽग्निमन्नादमन्नाद्यायादधे ।।**

यजुर्वेद० अ० ३ मं० ५

આ મંત્ર વડે વેદીમાં અગ્નિ સ્થાપન કરીને તેના ઉપર થોડું કપૂર તથા લાકડાના બારીક ટુકડાઓ મૂકીને આગલો મંત્ર બોલીને પંખાથી અગ્નિને પ્રજ્વલિત કરવો.

**ओम् उद्बुध्यस्वाग्ने प्रतिजागृहि त्वमिष्टापूर्ते सँ सृजेथा मयं च ।**
**अस्मिन्त्सधस्थे अध्युत्तरस्मिन् विश्वे देवा यजमानश्च सीदत ।।**

यजुः० अ० १५ मं० ५४

જ્યારે અગ્નિ સમિધાઓમાં બરાબર પ્રજ્વલિત થવા માંડે ત્યારે ચંદન અથવા ઉપરોક્ત પલાશાદિમાંથી આઠ આઠ આંગળની ત્રણ સમિધાઓ લઈને, ઘીમાં બોળીને, નીચેના એક-એક મંત્ર વડે એક-એંક સમિધા અગ્નિને સમર્પણ કરવી :-

**ओम् अयन्त इध्म आत्मा जातवेदस्तेनेध्यस्व वर्धस्व चेद्ध वर्धय चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा ।। इदमग्नये जातवेदसे-इदन्न मम ।।१।।** (आश्व० गृ० १/१०/१२ ।।)

આ મંત્ર વડે એક સમિધા હોમવી.

  

**ओं समिधाग्निं दुवस्यत घृतैर्बोधयतातिथिम् । आस्मिन् हव्या जुहोतन स्वाहा ॥ इदमग्नये-इदन्न मम ॥२॥** આથી, અને -

**सुसमिद्धाय शोचिषे घृतं तीव्रं जुहोतन । अग्नये जातवेदसे स्वाहा ॥ इदमग्नये जातवेदसे-इदन्न मम ॥३॥**

આ બન્ને મંત્રો વડે બીજી સમિધા હોમવી-

**तन्त्वा समिद्भिरङ्गिरो घृतेन वर्द्धयामसि । बृहच्छोचा यविष्ठ्य स्वाहा ॥ इदमग्नयेऽङ्गिरसे, इदन्न मम ॥४॥** यजुः० अ० ३ । मं० १,२,३ ॥

આ મંત્ર વડે ત્રીજી સમિધાની આહુતિ આપવી.

આ મંત્રોથી સમિધાદાન કરીને, હોમ માટે યથાવત્ વિધિથી શાકલ્ય બનાવેલ હોય તેને સોના, ચાંદી, કાંસા વગેરે ધાતુનાં પાત્ર અથવા કાષ્ઠ પાત્રમાં વેદીની પાસે સુરક્ષિત રાખવો. પશ્ચાત્ ઉપર લખેલ ઘૃતાદિ જે ગરમ કરી ગાળી, પૂર્વોક્ત સુગંધી વગેરે પદાર્થો મેળવીને રાખેલ હોય, તેમાંથી ન્યૂનતમ છ માસા ઘૃત અથવા મોહનભોગ વગેરે જે સામગ્રી હોય, અધિકતમ નવટાંકની આહુતિ આપવી. આહુતિનું આ પ્રમાણ છે. તે ઘૃતમાંથી છ માસા ભરાય તેવો બનાવેલ ચમચો ભરીને નીચેના મંત્ર વડે **"ઘૃતની પાંચ આહુતિ"** આપવી-

**ओम् अयन्त इध्म आत्मा जातवेदस्तेनेध्यस्व वर्धस्व चेद्ध वर्धय चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा ॥ इदमग्नये जातवेदसे-इदन्न मम ॥**

તત્પશ્ચાત્ અંજલિમાં જલ લઈને વેદીની પૂર્વ આદિ ચારે દિશાઓમાં નીચેના મંત્ર વડે **"જલ સિંચન"** કરવું :-

**ओम् अदितेऽनुमन्यस्व ॥** પૂર્વમાં.

**ओम् अनुमतेऽनुमन्यस्व ॥** પશ્ચિમમાં.

**ओं सरस्वत्यनुमन्यस्व ॥** ઉત્તરમાં.

**ओं देव सवितः प्रसुव यज्ञं प्रसुव यज्ञपतिं भगाय । दिव्यो गन्धर्वः केतपूः केतं नः पुनातु वाचस्पतिर्वाचं नः स्वदतु ॥**

यजुः० अ० ३ । मं० १ ॥

આ મંત્રથી વેદીની ચોતરફ જલ સિંચન કરવું.

તત્પશ્ચાત્ સામાન્ય હોમાહુતિ ગર્ભાધાનાદિ પ્રધાન સંસ્કારોમાં અવશ્ય કરવી. આમાં મુખ્ય હોમના આદિ અને અંતમાં જે આહુતિ આપવામાં આવે છે. તેમાંથી યજ્ઞકુંડના ઉત્તર ભાગમાં એક આહુતિ અને દક્ષિણભાગમાં બીજી આહુતિ આપવામાં આવે છે તેને **"आघारावाज्याहुति"** કહે છે. અને યજ્ઞકુંડના મધ્યમાં જે આહુતિ આપવામાં આવે છે તેને **"आज्यभागाहुति"** કહે છે. તે ઘૃત પાત્રમાંથી સ્રુવાને ભરીને અંગુઠો, મધ્યમા અને અનામિકા વડે સ્રુવાને પકડીને-

**ओम् अग्नये स्वाहा ॥ इदमग्नये-इदन्न मम ॥**

આ મંત્ર વડે વેદીના ઉત્તરભાગના અગ્નિમાં.

**ओं सोमाय स्वाहा ॥ इदं सोमाय-इदन्न मम ॥**

(गो०गृ० १/८/३,४ ॥)

આ મંત્ર વડે વેદીના દક્ષિણભાગમાં પ્રજ્વલિત સમિધા પર આઘારાવાજ્યભાગ આહુતિ આપવી. ત્યારબાદ-

**ओं प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये-इदन्न मम ॥**

(यजु० २२/३२)

**ओम् इन्द्राय स्वाहा ॥ इदमिन्द्राय-इदन्न मम ॥** (यजु० २२/६/२७)

આ બે મંત્રો વડે વેદીની મધ્યમાં બે આહુતિ આપવી.

તત્પશ્ચાત્ અર્થાત્ આઘારાવાજ્યભાગાહુતિ આપીને, જ્યારે પ્રધાન હોમ અર્થાત્ જે જે કર્મમાં જેટલો હોમ કરવો હોય તે કરીને, ત્યારબાદ પણ પૂર્ણાહુતિ પૂર્વે પૂર્વોક્ત ચાર (આઘારાવાજ્યભાગાહુતિ) આપવી.

  

ત્યારબાદ નીચેના ચાર મંત્રો વડે શુદ્ધ કરેલ તે ઘૃતમાંથી સ્રુવો ભરીને પ્રજ્વલિત સમિધાઓ પર '**વ્યાહૃતિ**'ની ચાર આહુતિ આપવી.

**ओं भूरग्नये स्वाहा ॥ इदमग्नये-इदन्न मम ॥**

**ओं भुवर्वायवे स्वाहा ॥ इदं वायवे-इदन्न मम ॥**

**ओं स्वरादित्याय ॥ इदमादित्याय-इदन्न मम ॥**

**ओं भूर्भुवः स्वरग्निवाय्वादित्येभ्यः स्वाहा ॥**

**इदमग्नि वाय्वादित्येभ्यः-इदन्न मम ॥** (गो०गृ० १ । ८ । १४ ॥)

આ ચાર ઘીની આહુતિઓ આપીને પછી **"સ્વિષ્ટકૃત હોમાહુતિ"** એક જ છે તે ઘી અથવા ભાતની નિમ્ન લિખિત મંત્ર વડે આપવી :-

**ओं यदस्य कर्मणोऽत्यरीरिचं यद्वा न्यूनमिहाकरम् । अग्निष्टत्स्विष्ट-कृद्विद्यात् सर्वं स्विष्टं सुहुतं करोतु मे । अग्नये स्विष्टकृते सुहुतहुते सर्वप्रायश्चित्ताहुतीनां कामानां समर्द्धयित्रे सर्वान्नः कामान्त्समर्द्धयस्वाहा ॥ इदमग्नये स्विष्टकृते-इदन्न मम ॥** (आ०गृ० १ । १० । २२ ॥)

સ્વિષ્ટકૃત આહુતિ આપ્યા પછી નિમ્નલિખિત મંત્ર વડે પ્રાજાપત્યાહુતિ આપવી. આ મંત્ર મનમાં બોલીને આહુતિ આપવી :-

**ओं प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये इदन्न मम ॥**

(पार०गृ० १ । ९ । ३ ॥)

આ મૌન આહુતિ પછી ઘીની ચાર આહુતિ આપવી પરંતુ ચૌલ, સમાવર્તન તથા વિવાહસંસ્કારમાં જે મુખ્ય છે. તે **"આજ્યાહુતિ"** નિમ્નલિખિત મંત્રો વડે ચાર ઘૃતાહુતિ આપવી-

**ओं भूर्भुवः स्वः । अग्न आयूंषि पवस आ सुवोर्जमिषं च नः ।**
**आरे बाधस्व दुच्छुनां स्वाहा ॥ इदमग्नये पवमानाय-इदन्न मम ॥१॥**

ऋ० मं० ९ । सू० ६६ मं० १९ ॥

  

ओं भूर्भुवः स्वः । अग्निर्ऋषिः पवमानः पाञ्चजन्यः पुरोहितः । तमीमहे महागयं स्वाहा ॥ इदमग्नये पवमानाय-इदन्न मम ॥२॥

ऋ० मं० ९ । सू० ६६ मं० २० ॥

ओं भूर्भुवः स्वः । अग्ने पवस्व स्वपा अस्मे वर्चः सुवीर्यम् । दधद्रयिं मयि पोषं स्वाहा ॥ इदमग्नये पवमानाय-इदन्न मम ॥३॥

ऋ० मं० ९ । सू० ६६ मं० २१ ॥

ओं भूर्भुवः स्वः । प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परि ता बभूव । यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणां स्वाहा ॥ इदं प्रजापतये-इदन्न मम ॥४॥ ऋ० मं० १० । सू० १२१ मं० १० ॥

આ ચાર મંત્રો વડે ઘૃતની ચાર આહુતિ આપીને નિમ્ન લિખિત મંત્રો વડે **"અષ્ટાજ્યાહુતિ"** સર્વે મંગલકાર્યોમાં આપવી. પરન્તુ કયા સંસ્કારમાં કયે વખતે આપવી તેનું સ્પષ્ટીકરણ તે તે સંસ્કારોમાં કરવામાં આવશે. આ આઠ આહુતિ મંત્ર નિમ્ન છે.-

ओं त्वं नो अग्ने वरुणस्य विद्वान् देवस्य हेळोऽव यासिसीष्ठाः । यजिष्ठो वह्नितमः शोशुचानो विश्वा द्वेषांसि प्रमुमुग्ध्यस्मत् स्वाहा ॥ इदमग्निवरुणाभ्यां - इदन्न मम ॥१॥ ऋ० मं० ४ । सू० १ । मं० ४ ॥

ओं स त्वं नो अग्नेऽवमो भवोती नेदिष्ठो अस्या उषसो व्युष्टौ । अव यक्ष्व नो वरुणं रराणो वीहि मृळीकं सुहवो न एधि स्वाहा ॥ इदमग्नीवरुणाभ्यां - इदन्न मम ॥२॥ ऋ० मं० ४ । सू० १ । मं० ५ ॥

ओम् इमं मे वरुण श्रुधी हवमद्या च मृळय । त्वामवस्युराचके स्वाहा ॥ इदं वरुणाय - इदन्न मम ॥३॥ ऋ० मं० १ । सू० २५ । मं० १९ ॥

ओं तत्त्वा यामि ब्रह्मणा वन्दमानस्तदा शास्ते यजमानो हविर्भिः । अहेळमानो वरुणेह बोध्युरुशंस मा न आयुः प्र मोषीः स्वाहा ॥ इदं वरुणाय - इदन्न मम ॥४॥ ऋ० मं० १ । सू० २४ । मं० ११ ॥

  

ओं ये ते शतं वरुण ये सहस्रं यज्ञियाः पाशा वितता महान्तः । तेभिर्नो अद्य सवितोत विष्णुर्विश्वे मुञ्चन्तु मरुतः स्वर्काः स्वाहा ॥ इदं वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यः - इदन्न मम ॥५॥ (कात्या० श्रोत० २५ । १ । ११ ॥)

ओम् अयाश्चाग्नेऽस्यनभिशस्तिपाश्च सत्यमित्त्वमयासि । अया नो यज्ञं वहास्यया नो धेहि भेषजꣳ स्वाहा ॥ इदमग्नये अयसे-इदन्न मम ॥६॥

(का० श्रोत० २५ । १ । ११ ॥)

ओम् उदुत्तमं वरुण पाशमस्मदवाधमं वि मध्यमं श्रथाय । अथा वयमादित्य व्रते तवानागसो अदितये स्याम स्वाहा ॥ इदं वरुणायाऽऽ-दित्यायाऽदितये च - इदन्न मम ॥७॥ ऋ० मं० १ । सू० २४ । मं० १५ ॥

ओं भवतन् नः समनसौ सचेतसावरेपसौ । मा यज्ञꣳ हिꣳ सिष्टं मा यज्ञपतिं जातवेदसौ शिवौ भवतमद्य नः स्वाहा ॥ इदं जातवदोभ्यां-इदन्न मम ॥८॥ यजुः० अ० ५ । मं० ३ ॥

સઘળા સંસ્કારોમાં મંત્રોચ્ચારણ મધુરસ્વરથી યજમાને પોતે જ કરવું જોઈએ; અને તે ઉચ્ચારણ બહુ જલદીથી કે બહુ વિલંબથી નહિ કરવું જોઈએ. કિન્તુ મધ્યભાગમાં એટલે જે વેદના સ્વરના ઉચ્ચારણને જેટલો કાળ લાગવો જોઈએ તે પ્રમાણે જ બોલવું જોઈએ. અગર જો યજમાન અભણ હોય તો તેણે સામાન્ય પ્રકરણના મંત્રો તો અવશ્ય શીખી લેવા જોઈએ. વળી જો કોઈ કાર્યકર્ત્તા જડ, મંદમતિ તથા અક્ષરશત્રુ હોય તો તે શૂદ્ર છે-અર્થાત્ શૂદ્ર મંત્રોચ્ચારણમાં અસમર્થ હોય તો પુરોહિત તથા ઋત્વિજ મન્ત્રોચ્ચારણ કરે અને કર્મ તે મૂઢ યજમાનના હાથે કરાવે.

ત્યાર પછી નિમ્ન લિખિત મંત્ર વડે પૂર્ણાહૂતિ કરવી. સ્રુવામાં ઘી ભરીને :-

ओं सर्वं वै पूर्णꣳ स्वाहा ॥

  

આ મંત્ર વડે ત્રણ આહુતિઓ આપવી. પછી જેને દક્ષિણા આપવી હોય તેને દક્ષિણા આપે તથા જેને જમાડવા હોય તેમને જમાડી, દક્ષિણા આપી, સર્વેને વિદાય કરી સ્ત્રી પુરુષે હુતશેપ ઘૃત, ભાત અથવા મોહનભોગ પ્રથમ ખાઈ પશ્ચાત્ રુચિપૂર્વક ઉત્તમાન્નનું ભોજન કરવું.

# मङ्गलकार्य

ગર્ભાધાનાદિથી તે સંન્યાસ સંસ્કાર પર્યંત પૂર્વોક્ત તથા નિમ્ન લિખિત સામવેદોક્ત વામદેવ્યગાન અવશ્ય કરવું જોઈએ. તેના મંત્રો નીચે પ્રમાણે છે :-

**ओं भूर्भुवः स्वः । कया नश्चित्र आ भुवदूती सदावृधः सखा ।**

**कया शचिष्ठया वृता ॥१॥**

**ओं भूर्भुवः स्वः । कस्त्वा सत्यो मदानां मꣳ हिष्ठो मत्सदन्धसः ।**

**दृढा चिदारुजे वसु ॥२॥**

**ओं भूर्भुवः स्वः । अमी षु णः सखीनामविता जरितृणाम् ।**

**शतं भवास्यूतये ॥३॥**

## महावामदेव्य-गान

**काऽ५या । नश्चा३ इत्रा३ आभुवात् । ऊ । ती सदा-वृधः सखा । औ३ होहाइ । कया २३ शचायि । ष्ठयोहो३ । हुम्मा२ । वा२र्तो३ऽ५हाइ ॥१॥**

काऽ५स्त्वा । सत्यो३मा३दानाम् । मा । हिष्ठो मात्सादन्धः । सा । औ३होहाइ । दृढा २३ चिदा । रुजौहो३ । हुम्मा२ । वाऽ३सो३ऽ५हायि ॥२॥

आऽ५भी । षुणा३ः सा३खीनाम् । आ । विता जरायितृ । णाम् । औ२३ हो हायि । शता२३ म्भवा । सियोहो३ हुम्मा२ । ताऽ२ यो३ऽ५हायि ॥३॥

सामo उत्तरार्च्चिके । अध्याये १ । खंo ४ । मंo १,२,३ ॥

આ વામદેવ્ય ગાન થઈ રહ્યા પછી ગૃહસ્થ સ્ત્રી-પુરુષે, કાર્યકર્ત્તા, સદ્ધર્મી, લોકપ્રિય, પરોપકારી, સજ્જન, વિદ્વાન અથવા ત્યાગી, પક્ષપાત રહિત સંન્યાસી કે જે સદા વિદ્યાની વૃદ્ધિ અને સર્વેનાં કલ્યાણાર્થે પ્રયત્ન કરનારા હોય તેઓનો નમસ્કાર, આસન, અન્ન, જલ, વસ્ત્ર, પાત્ર, ધન આદિ દાન વડે ઉત્તમ પ્રકારે યથાસામર્થ્ય સત્કાર કરી, પછી તેમને વિદાય કરવા. જેઓ સંસ્કારની ક્રિયા જોવા માટે આવેલા હોય તેઓને પણ સત્કારપૂર્વક વિદાય કરવા.

સંસ્કાર ક્રિયા જોવાની ઈચ્છાવાળાઓએ મૌન કરીને દૂર બેસી રહેવું, કોઈ પણ જાતની વાતચીત કે ગરબડ ન કરવી. સર્વે મનુષ્યોએ ધ્યાનાવસ્થિત અને પ્રસન્નવદન રહેવું; અને વિશેષ કર્મકર્ત્તા તથા કર્મ કરાવનારાઓએ શાન્તિ, ધીરજ અને વિચારપૂર્વક ક્રમથી કર્મ કરવું તથા કરાવવું.

આ સામાન્યવિધિ સર્વ સંસ્કારોમાં કર્તવ્ય છે.

॥ इति सामान्यप्रकरणम् ॥

# अथ गर्भाधानविधिं वक्ष्यामः

**निषेकादिश्मशानान्तो मन्त्रैर्यस्योदितो विधिः ॥**

मनु:० अ० २ । श्लो० १६ ॥

**અર્થ :** મનુષ્યોનાં શરીર તથા આત્મા ઉત્તમ કરવાને માટે નિષેક અર્થાત્ ગર્ભાધાનથી સ્મશાનાન્ત અર્થાત્ અન્ત્યેષ્ટિ એટલે મૃત્યુ પછી મૃતક શરીરનું વિધિપૂર્વક દહન કરવું તે પર્યંત સોળ સંસ્કાર કરવામાં આવે છે.

શરીરનો આરંભ ગર્ભાધાન વખતે અને અન્ત ભસ્મ કરતાં સુધી છે. એટલા સમયમાં તેને સોળ પ્રકારના ઉત્તમ સંસ્કાર કરવા પડે છે. તેમાંનો પ્રથમ ગર્ભાધાન-સંસ્કાર છે.

ગર્ભાધાન એટલે-**"गर्भस्याऽऽधानं वीर्यस्थापनं स्थिरीकरणं यस्मिन्येन वा कर्मणा, तद् गर्भाधानम्"** ગર્ભનું ધારણ, અર્થાત્ ગર્ભાશયમાં વીર્યનું સ્થાપન કરી તેમાં તેને જે કર્મ જે કર્મ વડે સ્થિર કરવામાં આવે છે તેને ગર્ભાધાન કહે છે.

જેમ બીજ અને ક્ષેત્ર ઉત્તમ હોવાથી અન્નાદિ પદાર્થો પણ ઉત્તમ પાકે છે, તેમ ઉત્તમ બલવાન સ્ત્રી પુરુષોથી સંતતિ પણ ઉત્તમ થાય છે. માટે પૂર્ણ યુવાવસ્થા, યથાવત્ બ્રહ્મચર્યનું પાલન અને વિદ્યાભ્યાસ કરીને ગર્ભાધાન કરવું જોઈએ. અર્થાત્ ઓછામાં ઓછી કન્યાની ઉંમર સોળ વર્ષની અને પુરુષની ઉંમર પચ્ચીસ વર્ષની ગર્ભાધાન સમયે જરૂર હોવી જોઈએ. આથી મોટી ઉંમર હોય તો તો ઘણીજ સારી વાત છે. કારણ કે સોળ વર્ષથી નાની કન્યાના ગર્ભાશયમાં બાળકના શરીરને વધવાને માટે જોઈએ તેટલો અવકાશ નથી મળતો; તેમજ ગર્ભનું ધારણ તથા પોષણ થવાનું સામર્થ્ય પણ નથી હોતું;

  

તેમજ પચ્ચીસ વર્ષનો થયા વિના પુરુષનું વીર્ય પણ ઉત્તમ નથી થતું. તેમાં આ પ્રમાણ છે :-

**पञ्चविंशे ततो वर्षे पुमान्नारी तु षोडशे ।**
**समत्वागतवीर्यौ तौ जानीयात्कुशलो भिषक् ॥१॥**

सुश्रुते, सूत्रस्थाने, अ० ३५ ।

**ऊनषोडशवर्षायामप्राप्तः पञ्चविंशतिम् ।**
**यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः स विपद्यते ॥२॥**
**जातो वा न चिरं जीवेज्जीवेद्वा दुर्बलेन्द्रियः ।**
**तस्मादत्यन्तबालायां गर्भाधानं न कारयेत् ॥३॥**

सुश्रुते, शारीरस्थाने, अ० १० । (४७, ४८) ॥

શરીરની ઉન્નતિ તથા અવનતિની વિધિ જેવી વૈદ્યકશાસ્ત્રમાં છે તેવી અન્યત્ર નથી. એનું મૂળ વિધાન છે તે આગળ વેદારંભમાં લખીશું. કયા કયા વર્ષમાં કયી કયી ધાતુ કેવી કેવી રીતે કાચી હોય છે અથવા પાકે છે કે વૃદ્ધિ કિંવા ક્ષય પામે છે તે બધું વિધાન વૈદ્યકશાસ્ત્રમાં છે. માટે ગર્ભાધાનાદિ સંસ્કારો કરવામાં વૈદ્યકશાસ્ત્રનો આશ્રય વિશેષ લેવો જોઈએ.

પરમવૈદ્ય સુશ્રુતકાર કે જેનું પ્રમાણ સર્વ વિદ્વાન લોકો માને છે, તે વિવાહ તથા ગર્ભાધાનને માટે ઓછામાં ઓછી સોળ વર્ષની કન્યા અને પચ્ચીસ વર્ષનો પુરુષ અવશ્ય હોવાં જોઈએ એમ બતાવે છે.

તેઓ લખે છે કે, જેટલું સામર્થ્ય સોળમાં વર્ષની કન્યાના શરીરમાં હોય છે તેટલુંજ સામર્થ્ય પચ્ચીસમા વર્ષના પુરુષમાં હોય છે. માટે કુશળ વૈદ્યે સ્ત્રી-પુરુષ બન્નેને પૂર્વોક્ત અવસ્થામાં સમવીર્ય અર્થાત્ તુલ્ય બળવાળાં જાણવાં. ॥૧॥

  

સોળ વર્ષથી ઓછી વયની સ્ત્રીમાં પચ્ચીસ વર્ષથી ઓછી ઉંમરનો પુરુષ જો ગર્ભાધાન કરે તો તે ગર્ભ અંદરમાંજ બગડી જાય છે. ॥૨॥

અને ઉત્પન્ન થાય છે તો અધિક જીવતો નથી, અથવા કદાચિત જીવી જાય તો તેનાં અંગો તથા ઇંદ્રિયો અત્યન્ત દુર્બલ હોય છે. માટે અત્યંત બાલા અર્થાત્ સોળ વર્ષથી ઓછી ઉંમરની સ્ત્રીમાં કદી પણ ગર્ભાધાન નહીં કરવું જોઈએ. ॥૩॥

**चतस्रोऽवस्थाः शरीरस्य वृद्धिर्यौवनं संपूर्णता किञ्चित्परिहाणि-श्चेति ।आषोडशाद्वृद्धिराचतुर्विंशतेर्यौवनमाचत्वारिंशतः संपूर्णता ततः किञ्चित्परिहाणिश्चेति ॥** (तुलना-सु० सू० ३५ । २५ ॥)

**અર્થ :** સોળમા વર્ષ પછી મનુષ્યના શરીરની સર્વ ધાતુઓની વૃદ્ધિ, પચ્ચીસમા વર્ષથી યુવાવસ્થાનો આરંભ, ચાળીસમા વર્ષ સુધીમાં યુવાવસ્થાની પૂર્ણતા અર્થાત્ સર્વ ધાતુઓની પૂર્ણપુષ્ટિ અને પછીથી કિંચિત્ કિંચિત્ વીર્યનો અને તમામ ધાતુઓનો નાશ થતો જાય છે. અર્થાત્ ચાળીસમા વર્ષમાં સઘળા અવયવો સંપૂર્ણતાને પામે છે; અને ત્યારપછી ખાનપાનથી જે વીર્ય ધાતુ ઉત્પન્ન થાય છે તેનો થોડો-થોડો નાશ થતો જાય છે.

આથી સિદ્ધ થાય છે કે જો જલદી વિવાહ કરવાની મરજી હોય તોપણ કન્યાની ઉંમર ઓછામાં ઓછી સોળ વર્ષની અને પુરુષની ઉંમર ઓછામાં ઓછી પચ્ચીસ વર્ષની હોવી જ જોઈએ. લગ્નનો મધ્યમ સમય કન્યાને માટે વીસ વર્ષનો અને પુરુષને માટે ચાળીસ વર્ષનો છે. તથા ઉત્તમ સમય કન્યાને માટે ચોવીસ અને પુરુષને માટે અડતાળીસ વર્ષનો છે.

જેઓ પોતાના કુળને ઉત્તમતા, ઉત્તમ સંતાન, દીર્ઘાયુ,

સુશીલ, બુદ્ધિયુક્ત, બલવાન, પરાક્રમયુક્ત, વિદ્વાન અને શ્રીમાન્ કરવાની ઈચ્છા રાખતા હોય તેઓએ કન્યાનો સોળ વર્ષથી નાની અને પુરુષનો પચ્ચીસ વર્ષથી નાની ઉંમરમાં કદી પણ વિવાહ નહિ કરવો. એજ સર્વ સુધારાનો સુધારો, સૌભાગ્યનું પણ સૌભાગ્ય અને સર્વ ઉન્નતિની પણ ઉન્નતિ કરનાર કર્મ છે. એ અવસ્થામાં બ્રહ્મચર્ય રખાવીને પોતાનાં સંતાનોને વિદ્યા તથા સુશિક્ષા ગ્રહણ કરાવવી કે જેથી તેઓ ભવિષ્યમાં ઉત્તમ બને.

# ઋતુદાનનો સમય

**ऋतुकालाभिगामी स्यात्स्वदारनिरतस्सदा ।**
**पर्ववर्जं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया ।।१।।**
**ऋतुः स्वाभाविकः स्त्रीणां रात्रयः षोडश स्मृताः ।**
**चतुर्भिरितरैः सार्द्धमहोभिः सद्विगर्हितैः ।।२।।**
**तासामाद्याश्चतस्रस्तु निन्दितैकादशी च या ।**
**त्रयोदशी च शेषास्तु प्रशस्ता दशरात्रयः ।।३।।**
**युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषु ।**
**तस्माद्युग्मासु पुत्रार्थी संविशेदार्त्तवे स्त्रियम् ।।४।।**
**पुमान् पुंसोऽधिके शुक्रे स्त्री भवत्यधिके स्त्रियाः ।**
**समे पुमान् पुंस्त्रियौ वा क्षीणेऽल्पे च विपर्ययः ।।५।।**
**निन्द्यास्वष्टासु चान्यासु स्त्रियो रात्रिषु वर्जयन् ।**
**ब्रह्मचार्य्येव भवति यत्र तत्राश्रमे वसन् ।।६।।**

मनुस्मृतौ अ० ३ । श्लो० ४५-५० ।।

  

અર્થ-મનુ આદિ મહર્ષિઓએ ઋતુદાનના સમયનો નિશ્ચય આ પ્રમાણે કર્યો છે કે સદા પુરુપ ઋતુકાલમાંજ સ્ત્રી સમાગમ કરે તથા પોતાની સ્ત્રી વિના અન્ય સ્ત્રીનો સર્વદા ત્યાગ કરે. એ જ પ્રમાણે સ્ત્રી પણ પોતાના પતિ વિના અન્ય પુરુપોથી સદૈવ પૃથક રહે. જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના વિવાહિત પતિ વિના પરપુરુપનો સંગ કદી પણ નથી કરતી તેમ જે પુરુપ સ્ત્રીવ્રત અર્થાત્ પોતાની વિવાહિતા સ્ત્રીથીજ પ્રસન્ન રહે છે, તેણે જ્યારે ઋતુદાન આપવું હોય ત્યારે પર્વ અર્થાત્ ઋતુદાનના સોળ દિવસોમાં પૌર્ણમાસી, અમાવાસ્યા, ચતુર્દશી અથવા અષ્ટમી આવે તેને બાદ કરીને બીજા દિવસોમાં રતિક્રિયા કરવી ॥૧॥

સ્ત્રીઓનો સ્વાભાવિક ઋતુકાળ સોળ રાત્રિનો છે-અર્થાત્ રજોદર્શનના દિવસથી સોળમા દિવસ સુધી ઋતુ સમય છે. તેમાંની પ્રથમ ચાર રાત્રિઓ અર્થાત્ જે દિવસથી રજસ્વલા થાય તે દિવસથી આગળના ચાર દિવસ નિન્દિત છે : માટે પ્રથમ, દ્વિતીય, તૃતીય તથા ચતુર્થ રાત્રિમાં પુરુપે સ્ત્રીનો સ્પર્શ કિંવા સ્ત્રીએ પુરુપનો સંબંધ કદી પણ ન કરવો. અર્થાત્ રજસ્વલાના હાથનું પાણી સુદ્ધાં ન પીવું. તે સ્ત્રીએ કંઈ કામ પણ ન કરવું; પરંતુ એકાંતમાં બેસી રહેવું કારણ કે આ ચાર રાત્રિઓમાં સમાગમ કરવો તે વ્યર્થ અને મહારોગકારક છે. રજ અર્થાત્ સ્ત્રીના શરીરમાંથી એક પ્રકારનું વિકૃત ઉષ્ણ રુધિર જેવું કે ફોલ્લાઓમાંથી પરુ અગર લોહી નીકળે છે તેવું છે. ॥૨॥

જેમ પ્રથમની ચાર રાત્રિ ઋતુદાનને માટે નિંદિત છે, તેમજ અગિયારમી તથા તેરમી રાત્રિ પણ નિંદિત છે; અને બાકીની દશ રાત્રિઓ ઋતુદાનને માટે શ્રેષ્ઠ છે. ॥૩॥

જેને પુત્રની ઈચ્છા હોય તેણે છઠ્ઠી, આઠમી, દશમી, બારમી, ચૌદમી અને સોળમી એ છ રાત્રિઓ ઋતુદાનને માટે ઉત્તમ જાણવી. પરંતુ તેમાંની પણ ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે. જેને પુત્રીની

  

ઈચ્છા હોય તેણે પાંચમી, સાતમી, નવમી અને પંદરમી એ ચાર રાત્રિઓ ઉત્તમ સમજવી* ॥૪॥

પુરુષનું વીર્ય ઋતુદાનમાં અધિક હોય તો પુત્ર અને સ્ત્રીનું આર્તવ અધિક હોય તો કન્યા, વીર્ય અને આર્ત્તવ સમાન હોય તો નપુંસક પુત્ર અથવા વંધ્યા કન્યા ઉત્પન્ન થાય છે; અને જો પુરુષ ક્ષીણ વા અલ્પ વીર્ય કે સ્ત્રી ક્ષીણ અથવા અશુદ્ધ આર્ત્તવવાળી હોય તો ગર્ભ નથી રહેતો અગર રહીને પડી જાય છે. ॥૫॥

જે પૂર્વની આઠ નિન્દિત રાત્રીઓ બતાવી છે તેમાં જે પુરુષ સ્ત્રી સંગ નથી કરતો તે ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં પણ બ્રહ્મચારી જ કહેવાય છે. ॥૬॥

**उपनिषदि गर्भलम्भनम् ॥** આ આશ્વલાયન ગૃહ્યસૂત્ર (अ० १ कं० १३ सू० १) નું વચન છે.

ગર્ભાધાનનો વિધિ જે પ્રમાણે ઉપનિષદ્‌માં કહ્યો છે, તે પ્રમાણે કરવો જોઈએ. અર્થાત્ કન્યા સોળ અને પુરુષ પચ્ચીસ વર્ષની ઉંમરે વિવાહ કરીને પછી ગર્ભાધાન કરે એ પ્રમાણે ઉપનિષદ્‌માં વિધાન કરેલું છે.

अथ गर्भाधान स्त्रियाः पुष्पवत्याश्चतुरहादूर्ध्वꣳ स्नात्वा विरुजायास्तस्मिन्नेव दिवा "आदित्यं गर्भमिति" આ પારસ્કર ગૃહ્યસૂત્રનું વચન છે.

આ પ્રમાણે જ ગોભિલીય અને શૌનક ગૃહ્યસૂત્રોમાં પણ વિધાન છે.

તત્પશ્ચાત્ સ્ત્રી જ્યારે રજસ્વલા થઈને ચોથા દિવસ પછી પાંચમા દિવસે "आदित्यं गर्भमिति" મંત્રો વડે જેમ કે જે રાતે ગર્ભ સ્થાપન કરવાની ઈચ્છા હોય, તે જ દિવસે પહેલા સુગંધાદિ પદાર્થો સહિત પૂર્વ સામાન્ય પ્રકરણમાં લખેલ મુજબ હવન કરીને નિમ્નલિખિત (વીસ) મંત્રો વડે આહુતિઓ આપવી.

---

* રાત્રિ ગણનાનું કારણ એ છે કે દિવસમાં ઋતુદાન દેવું તે નિષિદ્ધ છે.

આ સમયે પતિએ વેદીના પશ્ચિમાભિમુખ અર્થાત્ પૂર્વ દિશામાં, દક્ષિણ અથવા ઉત્તર દિશામાં યથાભિષ્ટ મુખ રાખીને બેસવું અને પોતાની પત્નીને ડાબી બાજુ બેસાડવી. ઋત્વિજો પણ ચારે દિશામાં યથા મુખ બેસે.

**ओम् अग्ने प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पापी लक्ष्मीस्तनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदमग्नये-इदन्न मम ॥१॥**

**ओं वायो प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पापी लक्ष्मीस्तनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदं वायवे - इदन्न मम ॥२॥**

**ओं चन्द्र प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पापी लक्ष्मीस्तनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदं चन्द्राय - इदन्न मम ॥३॥**

**ओं सूर्य प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पापी लक्ष्मीस्तनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदं सूर्याय - इदन्न मम ॥४॥**

**ओम् अग्निवायुश्चन्द्रसूर्याः प्रायश्चित्तयो यूयं देवानां प्रायश्चित्तयः स्थ ब्राह्मणो वो नाथकाम उपधावामि यास्याः पापी लक्ष्मीस्तनूस्तामस्या अपहत स्वाहा ॥ इदमग्निवायुचन्द्रसूर्येभ्यः-इदन्न मम ॥५॥**

**ओम् अग्ने प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पतिघ्नी तनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदमग्नये - इदन्न मम ॥६॥**

ओं वायो प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पतिघ्नी तनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदं वायवे - इदन्न मम ॥७॥

ओं चन्द्र प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पतिघ्नी तनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदं चन्द्राय - इदन्न मम ॥८॥

ओं सूर्य प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पतिघ्नी तनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदं सूर्य्याय - इदन्न मम ॥९॥

ओम् अग्निवायुचन्द्रसूर्य्याः प्रायश्चित्तयोः यूयं देवानां प्रायश्चित्तयः स्थ ब्राह्मणो वो नाथकाम उपधावामि यास्याः पतिघ्नी तनूस्तामस्या अपहत स्वाहा ॥ इदमग्निवायुचन्द्रसूर्येभ्यः - इदन्न मम ॥१०॥

ओम् अग्ने प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपुत्र्यातनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदमग्नये - इदन्न मम ॥११॥

ओं वायो प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपुत्र्या तनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदं वायवे - इदन्न मम ॥१२॥

ओं चन्द्र प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपुत्र्यातनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदं चन्द्राय - इदन्न मम ॥१३॥

ओं सूर्य प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपुत्र्यातनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदं सूर्याय - इदन्न मम ॥१४॥

ओम् अग्निवायुचन्द्रसूर्याः प्रायश्चित्तयो यूयं देवानां प्रायश्चित्तयः स्थ ब्राह्मणो वो नाथकाम उपधावामि यास्या अपुत्र्यातनूस्तामस्या अपहत स्वाहा ॥ इदमग्निवायुचन्द्रसूर्येभ्यः – इदन्न मम ॥१५॥

ओम् अग्ने प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपसव्यातनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदमग्नये – इदन्न मम ॥१६॥

ओं वायो प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपसव्यातनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदं वायवे – इदन्न मम ॥१७॥

ओं चन्द्र प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपसव्यातनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदं चन्द्राय – इदन्न मम ॥१८॥

ओं सूर्य प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्या अपसव्यातनूस्तामस्या अपजहि स्वाहा ॥ इदं सूर्याय – इदन्न मम ॥१९॥

ओम् अग्निवायुचन्द्रसूर्याः प्रायश्चित्तयो यूयं देवानां प्रायश्चित्तयः स्थः ब्राह्मणो वो नाथकाम उपधावामि यास्या अपसव्यातनूस्तामस्या अपहत स्वाहा ॥ इदमग्निवायुचन्द्रसूर्येभ्यः – इदन्न मम ॥२०॥[1]

(द्रष्टव्य-गो०गृ० २।५।२।४; तथा पा०गृ० १।११।१-२. ॥ एवं मन्त्र ब्राह्मण० १।४।१-५ ॥)

---

૧. આ વીસ આહુતિઓ દેતી વખતે સ્ત્રી પોતાનો જમણો હાથ વરના જમણા સ્કંધને અડાડી રાખે.

ઉપરોક્ત વીસ આહુતિ આપ્યા પછી જે કંઈ ઘી બચે, તે કાંસાનાં પાત્રમાં કાઢી, ઢાંકીને રાખી દેવું. ત્યાર પછીં ભાતની આહુતિ આપવા નીચે પ્રમાણે વિધિ કરવી. એક ચાંદી અથવા કાંસાનાં પાત્રમાં ભાત રાખીને તેમાં ઘી, દૂધ તથા સાકર મેળવી, તેને થોડી વાર રાખી, જ્યારે ઘી વગેરે ભાતમાં એક રસ થઈ જાય ત્યારે નીચે લખ્યા પ્રમાણે એકેક મન્ત્રથી એકેક આહુતિ અગ્નિમાં આપવી અને સ્રુવામાંનું શેષ ઘી પાસે રાખેલા કાંસાના જળ પાત્રમાં મૂકતાં જવું. પછી નિમ્ન છ મંત્રો વડે ભાતની આહુતિ આપવી.

**ओम् अग्नये पवमानाय स्वाहा ॥ इदमग्नये पवमानाय - इदन्न मम ॥१॥**

**ओम् अग्नये पावकाय स्वाहा ॥ इदमग्नये पावकाय - इदन्न मम ॥२॥**

**ओम् अग्नये शुचये स्वाहा ॥ इदमग्नये शुचये - इदन्न मम ॥३॥**

**ओम् अदित्यै स्वाहा ॥ इदमदित्यै - इदन्न मम ॥४॥**

**ओं प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये - इदन्न मम ॥५॥**

**ओं यदस्य कर्मणोऽत्यरीरिचं यद्वा न्यूनमिहाकरम् । अग्निष्टत्स्विष्ट-कृद्विद्यात्सर्वं स्विष्टं सुहुतं करोतु मे । अग्नये स्विष्टकृते सुहुतहुते सर्वप्रायश्चित्ताहुतीनां कामानां समर्धयित्रे सर्वान्नः कामान्त्समर्धय स्वाहा ॥ इदमग्नये - इदन्न मम ॥६॥** (पा०गृ०सू० १।सं० ११ ॥)

તત્પશ્ચાત્ પૂર્વ સામાન્ય પ્રકરણોક્ત આઠ મંત્રો (त्वं नो अग्ने થી भवतन्नः સુધીના) વડે **"અષ્ટાજ્યાહુતિ"** આપવી. તથા નિમ્નલિખિત મંત્રોથી પણ આજ્યાહુતિ આપવી.

**विष्णुर्योनिं कल्पयतु त्वष्टा रूपाणि पिंशतु । आ सिञ्चतु प्रजापतिर्धाता गर्भं दधातु ते स्वाहा ॥१॥**

**गर्भं धेहि सिनीवालि गर्भं धेहि सरस्वति । गर्भं ते अश्विनौ देवावाधत्तां पुष्करस्रजा स्वाहा ॥२॥**

हिरण्ययी अरणी यं निर्मन्थतो अश्विना । तं ते गर्भं हवामहे दशमे मासि सूतवे स्वाहा ॥३॥ ऋ० मं० १० । सू० १८४ ॥

रेतो मूत्रं विजहाति योनिं प्राविशदिन्द्रियम् । गर्भो जरायुणावृत उल्बं जहाति जन्मना ॥ ऋतेन सत्यमिन्द्रियं विपानँ शुक्रमन्धस इन्द्रस्येन्द्रियमिदं पयोऽमृतं मधु स्वाहा ॥४॥ (यजु० १९ । ७६ ॥)

यत्ते सुसीमे हृदयं दिवि चन्द्रमसि श्रितम् । वेदाहं तन्मां तद्विद्यात् ॥ पश्येम शरदः शतं जीवेम शरदः शतँ श्रृणुयाम शरदः शतं प्र बवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् स्वाहा ॥५॥ (यजु० ३६ । २४ ॥)

यथेयं पृथिवी मही भूतानां गर्भमादधे । एवा ते ध्रियतां गर्भो अनु सूतुं सवितवे स्वाहा ॥६॥

यथेयं पृथिवी मही दाधारेमान् वनस्पतीन् । एवा ते ध्रियतां गर्भो अनु सूतुं सवितवे स्वाहा ॥७॥

यथेयं पृथिवी मही दाधार पर्वतान् गिरीन् । एवा ते ध्रियतां गर्भो अनु सूतुं सवितवे स्वाहा ॥८॥

यथेयं पृथिवी मही दाधार विष्ठितं जगत् । एवा ते ध्रियतां गर्भोऽ अनु सूतुं सवितवे स्वाहा ॥९॥ अथर्व० कां० ६ । सू० १७ ॥ (मं० १-४)

આ નવ મંત્રોથી ઘૃતની અને મોહનભોગની નવ આહુતિઓ આપી નીચેના મંત્રો વડે ચાર ઘૃતાહુતિ આપવી.

ओं भूरग्नये स्वाहा ॥ इदमग्नये - इदन्न मम ॥१॥

ओं भुवर्वायवे स्वाहा ॥ इदं वायवे - इदन्न मम ॥२॥

ओं स्वरादित्याय स्वाहा ॥ इदमादित्याय - इदन्न मम ॥३॥

ओम् अग्निवाय्वादित्येभ्यः प्राणापानव्यानेभ्यः स्वाहा ॥ इदमग्निवाय्वादित्येभ्यः प्राणापानव्यानेभ्यः - इदन्न मम ॥४॥

  

ત્યાર પછી નીચેના મંત્રો વડે બે ઘૃતની આહુતિ આપવી.

**ओम् अयास्यग्नेर्वषट्कृतं यत्कर्मणोऽत्यरीरिचं देवा गातुविदः स्वाहा ॥ इदं देवेभ्यो गातुविद्भ्यः - इदन्न मम ॥१॥**

**ओं प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये - इदन्न मम ॥२॥**

ઉપર પ્રમાણે કર્મ કરીને સઘળી આહુતિઓ આપ્યા પછી **ओं यदस्य कर्मणो** મંત્ર વડે સ્વિષ્ટકૃત આહુતિ ઘૃતની આપવી.

આ સર્વ આહુતિઓમાં પ્રત્યેક આહુતિ આપતી વખતે સ્રુવામાંનું શેષ ઘી જે કાંસાનાં જલપાત્રમાં એકઠું કરતા આવ્યા હોય, તે યજમાન પત્નીએ લઈ સ્નાનગૃહમાં જઈ પોતાના શરીરે પગના નખથી તે માથા સુધી ચોળીને પછી સ્નાન કરવું. તત્પશ્ચાત્ શુદ્ધ વસ્ત્રથી શરીર કોરું કરી, શુદ્ધ વસ્ત્ર ધારણ કરી યજ્ઞકુંડ પાસે આવવું. ત્યાર પછી સ્ત્રી-પુરુષ બન્નેએ યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરીને સૂર્યનું દર્શન કરવું અને તે વખતે નિમ્ન લિખિત મંત્ર વડે પરમેશ્વરનું ઉપસ્થાન કરવું-

**ओम् आदित्यं गर्भं पयसा समङ्धि सहस्रस्य प्रतिमां विश्वरूपम् । परिवृङधि हरसां माभि मꣳ स्थाः शतायुषं कृणुहि चीयमानः ॥१॥**

(यजु० अ० १३ । मं० ४१ ॥)

**सूर्यो नो दिवस्पातु वातो अन्तरिक्षात् । अग्निर्नः पार्थिवेभ्यः ॥२॥**
**जोषा सवितर्यस्य ते हरः शतं सवाँ अर्हति । पाहि नो दिद्युतः पतन्त्याः ॥३॥**
**चक्षुर्नो देवः सविता चक्षुर्न उत पर्वतः । चक्षुर्धाता दधातु नः ॥४॥**
**चक्षुर्नो धेहि चक्षुषे चक्षुर्विख्यै तनूभ्यः । सं चेदं वि च पश्येम ॥५॥**
**सुसंदृशं त्वा वयं प्रति पश्येम सूर्य । वि पश्येम नृचक्षसः ॥६॥**

ऋ० मं० १० । अ० १२ । सू० १५८ । मं० १-२-३-४-५ ॥

આ પ્રમાણે પરમાત્માનું ઉપસ્થાન કર્યા પછી સ્ત્રીએ નીચે પ્રમાણે વાક્ય બોલીને પતિને વંદન અર્થાત્ નમસ્કાર કરવા-

  

**ओम् (अमुक[1]) गोत्रा शुभदा, अमुक[2] (नाम्नी) अहं भो भवन्तमभिवादयामि ॥**

આ પ્રમાણે પતિને નમસ્કાર કર્યા પછી પતિના માતા, પિતા, પિતામહ આદિ અથવા જે કોઈ બીજા માનનીય પુરુષો તથા પતિની માતા તથા કુટુંબની અન્ય વૃદ્ધ સ્ત્રીઓ આવ્યાં હોય તેમને પણ એ જ પ્રમાણે વંદન કરવાં.

આ પ્રમાણે વધૂ વરનાં ગોત્રમાં ભળે અર્થાત્ વધૂ પત્નીત્વ અને વર પતિત્વને પ્રાપ્ત થયા પછી બન્ને જણે શુભાસન ઉપર પૂર્વાભિમુખે વેદીના પશ્ચિમ ભાગમાં બેસીને વામદેવ્ય ગાન કરવું.

તત્પશ્ચાત્ યથોક્ત[3] ભોજન બન્ને જણે કરવું; અને પુરોહિતાદિ સર્વ મંડળીને સન્માનાર્થ યથાશક્તિ ભોજન કરાવીને આદર સત્કાર પૂર્વક સર્વને વિદાય કરવાં.

તત્પશ્ચાત્ રાત્રિમાં નિયમિત સમયે જ્યારે બન્નેનાં શરીર આરોગ્ય, મન અત્યંત પ્રસન્ન અને બન્નેમાં અત્યન્ત પ્રેમની વૃદ્ધિ થઈ હોય તે સમયે ગર્ભાધાન ક્રિયા કરવી. ગર્ભાધાનનો સમય રાત્રિનો પ્રથમ પ્રહર વીત્યા પછીથી એક પ્રહર રાત્રિ બાકી રહે ત્યાં સુધીનો છે. ગર્ભાધાન ક્રિયા વખતે જ્યારે વીર્ય સ્ખલનનો સમય થાય ત્યારે બન્ને જણે સ્થિર શરીર તથા પ્રસન્ન વદન થઈને, મુખની સામે મુખ તથા નાસિકાની સામે નાસિકાદિ અવયવો રાખી પુરુષે વીર્યનો પ્રક્ષેપ કરવો. આ સમયે સ્ત્રીએ પોતાની મૂલેન્દ્રિય તથા યોનીન્દ્રિયનું શ્વાસની ઊર્ધ્વગતિ દ્વારા સંકોચન કરી વીર્યને ગર્ભાશયમાં સ્થિત કરવું.

---

૧. अमुक શબ્દની જગાએ પતિના ગોત્રનું અથવા વરના કુળનું નામ બોલવું.

૨. अमुक શબ્દની જગાએ સ્ત્રીએ પોતાનું નામ બોલવું.

૩. ઉત્તમ સંતાન ઉત્પન્ન કરવાનો મુખ્ય આધાર પતિપત્નીના આહાર ઉપર છે. માટે તેમણે પોતાનાં શરીર તથા આત્માની પુષ્ટિને માટે બલ તથા બુદ્ધિ આદિ વર્ધક સર્વૌષધિનું સેવન કરવું જોઈએ. આ સર્વ ઔષધિ નિમ્ન છે. :-

  

તત્પશ્ચાત્ થોડીવારે સ્નાન કરવું. જો આ વખતે શિયાળો હોય તો પ્રથમ કેશર, કસ્તુરી, જાયફળ, જાવંત્રી તથા ઈલાયચી નાખીને ગરમ કરી રાખેલું ઠંડું દૂધ યથારુચિ પીને પૃથક પૃથક શયન કરવું.

---

આંબાહળદર, ખાવાની હળદર, ચંદન, મોરવેલ, કુષ્ટ, જટામાંસી, મુરા, શિલાજીત, કપૂર, નાગરમોથ અને ભદ્રમોથ.

આ ઔપધીને મેળવવાનું તથા તેનું ઘી બનાવવાનું પ્રમાણ આ પ્રમાણે છે. ઉપરની સઘળી ઔપધી સમાન ભાગે લઈને તેને ખાંડીને બારીક ચૂર્ણ કરવું પછી એક શેર ગાયનાં દૂધમાં નવટાંક અષ્ટમાંશ પૂર્વોક્તઔપધી મેળવી તે દૂધને ઉમરડાનાં પાત્રમાં જમાવવું. તેનું દહીં થયા પછી ઉમરડાનાં કાષ્ઠની મંથનીથી વલોવી, માખણ કાઢી, તાવીને ઘી કરવું, તેમાં કેસર, કસ્તૂરી, જાયફળ, એલચી અને જાવંત્રી વગેરે સુગંધી દ્રવ્યો મેળવવાં. અર્થાત્ એક શેર દૂધમાં નવટાંક પૂર્વોપધિ મેળવી સિદ્ધ કરીને ઘી શેપ રહે ત્યારે એક શેરમાં એક રત્તી કસ્તૂરી, એક માસો કેસર અને એક માસો જાવંત્રી વગેરે મેળવવાં. તે ઘી માંથી પૃ. ૨૬ લિખિત “આધારાવાજ્યભાગ” ચાર અને પૃ. ૩૮ લિખિત “વિષ્ણુ યોનિમ્” વગેરે સાત મંત્રોના અંતમાં સ્વાહા બોલીને નિત્ય પ્રાતઃકાલ આ આહુતિઓ આપવી. જે રાતે ગર્ભસ્થાપન ક્રિયા કરવી હોય તે દિવસે હોમ કરીને તે ઘીનું ખીર કે ભાતમાં મેળવીને યથારુચિ ભોજન કરવું.

આ રીતે ગર્ભસ્થાપન કરવાથી સુશીલ, વિદ્વાન, દીર્ઘાયુ, તેજસ્વી, સુદઢ અને નીરોગ પુત્ર ઉત્પન્ન થાય છે. જો પુત્રીની ઈચ્છા હોય તો પાણીમાં ચોખા રાંધીને પૂર્વોક્ત ઘૃતનું ઉમરાડાનાં પાત્રમાં જમાવેલ દહીંની સાથે ભોજન કરવાથી ઉત્તમ ગુણ યુક્ત કન્યા પણ થાય છે. કારણ કે :-

**आहार शुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः ॥** (છાં૦ ઉ૦ ૭ । ૨૬ । ૨ ॥)

આ છાંદોગ્યનું વચન છે. અર્થાત્ મદ્ય-માંસાદિ રહિત ઘૃત, દૂધાદિ, ચોખા, ઘઉં વગેરે શુદ્ધ આહારનું સેવન કરવાથી અન્તઃકરણની શુદ્ધિ, બલ, પુરુપાર્થ, આરોગ્ય અને બુદ્ધિની પ્રાપ્તિ થાય છે. માટે પૂર્ણ યુવાવસ્થામાં વિવાહ કરી આ રીતે પ્રેમપૂર્વક વિધિ કરવાથી સંતાન અને કુળ નિત્યપ્રતિ ઉત્કૃષ્ટતાને પ્રાપ્ત થાય છે.

જયારે રજસ્વલા થવાના સમયમાં બાર-તેર દિવસ બાકી હોય, ત્યારે શુકલપક્ષમાં બાર દિવસ સુધી પૂર્વોક્ત ઘૃતને ખીરમાં મેળવીને ભોજન કરવું તેમજ બાર દિવસ સુધી વ્રત રાખી, મિતાહારી રહી, ઋતુકાલમાં પૂર્વોક્ત વિધિથી ગર્ભાધાન ક્રિયા કરવાથી અતિ ઉત્તમ સંતાન થાય છે.

 

જો સ્ત્રી-પુરુષને દૃઢ નિશ્ચય થાય કે ગર્ભ સ્થિર થઈ ગયો છે તો બીજે જ દિવસે (નીચે લખેલા મંત્રો વડે ઘૃતાહુતિ આપવી) અને જો ગર્ભ રહ્યાનો દૃઢ નિશ્ચય ન હોય તો એક માસ પછી રજસ્વલા થવાના સમયે સ્ત્રી રજસ્વલા ન થાય તો નિશ્ચય જાણવું કે ગર્ભ સ્થિત થયો છે; અને આ પ્રમાણે જાણ્યા પછી નિમ્ન લિખિત મંત્રો વડે આહુતિ આપવી. મતલબ બીજે દીવસે અથવા બીજા મહિનાના પ્રારંભમાં નિમ્ન મંત્રોથી આહુતિ આપવી.*

**ओं यथा वातः पुष्करिणीं समिङ्गयति सर्वतः ।**
**एवा ते गर्भ एजतु निरैतु दशमास्यः स्वाहा ॥१॥**
**यथा वातो यथा वनं यथा समुद्र एजति ।**
**एवा त्वं दशमास्य सहावेहि जरायुणा स्वाहा ॥२॥**
**दशमासाञ्छशयानः कुमारो अधि मातरि ।**
**निरैतु जीवो अक्षतो जीवो जीवन्त्या अधि स्वाहा ॥३॥**

ऋ० मं० ५ सू० ७८ मं० ७-८-९

---

જેમ સર્વ પદાર્થોને ઉત્કૃષ્ટ બનાવવાની વિદ્યા હોય છે. તેમ સંતાનોને ઉત્કૃષ્ટ બનાવવાની આ જ વિદ્યા છે. જેથી મનુષ્યોએ આના પર ખૂબ જ ધ્યાન આપવું જોઈએ. કારણ કે આમ ન કરવાથી કુળની હાનિ અને નીચતા થાય છે. અને આ પ્રમાણે કરવાથી કુળની વૃદ્ધિ અને ઉત્તમતા અવશ્ય થાય છે.

* જો બે ઋતુકાલ વ્યર્થ જાય, અર્થાત્ બે માસમાં બેવાર ગર્ભાધાન ક્રિયા નિષ્ફળ જાય-ગર્ભસ્થિતિ ન થાય, તો ત્રીજા માસમાં જ્યારે ઋતુકાલ આવે ત્યારે પુષ્ય નક્ષત્રયુક્ત દિવસના પ્રથમ પ્રાતઃકાલમાં પ્રથમ વિઆયેલી ગાયનું દહીં બે માસા અને જવના દાણાને શેકીને તેનો લોટ બનાવીને તે બેમાસા લઈ તે બન્નેને મેળવવાં; અને પોતાની પત્નીના હાથમાં આપીને પતિએ પૂછવું કે "किं पिबसि" (શું પીયે છે ?) આ પ્રમાણે ત્રણવાર પૂછવું; અને આ વખતે સ્ત્રી પોતાના પતિને

एजतु दशमास्यो गर्भो जरायुणा सह । यथायं वायुरेजति यथा समुद्र एजति । एवायं दशमास्यो अस्रज्जरायुणा सह स्वाहा ॥१॥

यस्यै ते यज्ञियो गर्भो यस्यै योनिर्हिरण्ययी । अङ्गान्यह्रुता यस्य तं मात्रा समजीगमँ स्वाहा ॥२॥ यजु० अ० ८ मं० २८-२९ ॥

ओं पुमा ँ सौ मित्रावरुणौ पुमां ँ सावश्विनावुभौ । पुमानग्निश्चः वायुश्च पुमान् गर्भस्तवोदरे स्वाहा ॥१॥

पुमानग्निः पुमानिन्द्रः पुमान्देवो बृहस्पतिः । पुमा ँ सं पुत्रं विन्दस्व तं पुमाननु जायतां स्वाहा ॥२॥

सामवेदे (मन्त्रब्राह्मण १ । ४ । ८, ९ ॥)

ઉપરોક્ત મંત્રો વડે આહુતિઓ આપીને, પૂર્વ લિખિત સામાન્ય પ્રકરણના (શાન્તિકરણ મંત્રોથી) શાન્ત્યાહુતિ આપીને, પૃ ૩૧માં ॐ सर्वं वै. લખેલ મંત્ર વડે પૂર્ણાહુતિ આપવી. ત્યાર બાદ સ્ત્રીના ભોજન છાદનનો સુનિયમ કરવો. અર્થાત્ તેને કોઈ પણ જાતનું માદક મદ્ય આદિ, રેચક હરડે આદિ, ક્ષાર અધિક મીઠું, અધિક ખાટું, રૂક્ષ ચણા આદિ તથા અતિ તીખા મરચાં વગેરે કદી પણ ખાવા ન દેવું.

---

"पुंसवन्" (પુંસવન) એ પ્રમાણે ત્રણવાર બોલીને એના પ્રશ્નનો જવાબ આપે અને તે મિશ્રણને ત્રણ વાર ચાટતી જાય. ત્યાર પછી શંખાવળી તથા સફેદ ફૂલની ભોંય રીંગણીને પાણીમાં બારીક વાટી તેને કપડામાં નાંખી ગાળીને રસ કાઢવો; અને આ રસ રાત્રિને સમયે પતિએ પોતાની પત્નીની ડાબી નાસિકામાં સિંચન કરવો અને નીચેના મંત્ર વડે પતિએ-

ओम् इयमोषधी त्रायमाणा सहमाना सरस्वती ।
अस्या अहं बृहत्याः पुत्रः पितुरिव नाम जग्रभम् ॥

(पा०गृ०सू०कां० १ । कं० १३ । सू० १ ॥)

જગન્નિયંતા પરમાત્માને પ્રાર્થના કરીને યથોક્ત ગર્ભાધાન ક્રિયા કરવી એવો સૂત્રકારોનો મત છે.

  

પરંતુ ઘી, દૂધ, મિષ્ટાન્ન, સોમલતા અર્થાત્ ગળો આદિ પૌષ્ટિક ઔપધિ, ભાત, મિષ્ટ દહીં, ઘઉં, અડદ, મગ, તુવેરદાળ આદિ અન્ન તથા પુષ્ટિકારક શાક ખાવા દેવાં. આ પદાર્થોની સાથે ઋતુ ઋતુના મસાલા ગરમીમાં ઠંડા સફેદ ઈલાયચી વગેરે તથા શરદીમાં કેસર, કસ્તૂરી આદિ નાખીને ખાવાં. યુક્ત આહાર-વિહાર સદા કરવાં. દૂધમાં સૂંઠ તથા બ્રાહ્મી ઔપધીનું સેવન સ્ત્રીએ વિશેપ કરી કરવું જેથી સંતાન અતિ બુદ્ધિમાન્, રોગરહિત અને શુભગુણ-કર્મ-સ્વભાવવાળું થાય.

॥ इति गर्भाधानविधिः समाप्तः ॥

# ॥ अथ पुंसवनम् ॥

'પુંસવન' સંસ્કારનો સમય ગર્ભસ્થિતિનું જ્ઞાન થયાના સમયથી બીજા અથવા ત્રીજા માસ સુધી છે. એજ વખતે પુંસવન સંસ્કાર થવો જોઈએ; જેથી પુરુપત્વ અર્થાત્ વીર્યનો લાભ થાય, બાળકનો જન્મ થયા પછી બે માસ વીતી જાય ત્યાં સુધી પુરુપે બ્રહ્મચારી રહેવું અને સ્વપ્નમાં પણ વીર્યનો નાશ ન થવા દેવો. ભોજન-છાદન, શયન-જાગરણાદિ વ્યવહાર એવી રીતે કરવો કે જેથી વીર્ય દૃઢ રહીને બીજું સંતાન પણ ઉત્તમ થાય.

**अत्र प्रमाणानि -**

**पुमाꣳसौ मित्रावरुणौ पुमाꣳसावश्विनावुभौ ।**
**पुमानग्निश्च वायुश्च पुमान् गर्भस्तवोदरे ॥१॥**
**पुमानग्निः पुमानिन्द्रः पुमान् देवो बृहस्पतिः ।**
**पुमाꣳसं पुत्रं विन्दस्व तं पुमाननु जायताम् ॥२॥**

सामवेदे (मन्त्र ब्राह्म० प्रपा० १ खं० ४ मं० ८-९ ॥)

**शमीमश्वत्थ आरूढस्तत्र पुंसवनं कृतम् ।**
**तद्वै पुत्रस्य वेदनं तत्स्त्रीष्वा भरामसि ॥१॥**
**पुंसि वै रेतो भवति तत्स्त्रियामनु षिच्यते ॥**
**तद्वै पुत्रस्य वेदनं तत्प्रजापतिरब्रवीत् ॥२॥**
**प्रजापतिरनुमतिः सिनीवाल्यचीक्लृपत् ॥**
**स्त्रैषुयमन्यत्र दधत्पुमांसमु दधदिह ॥३॥**

अथर्व० कां० ६ सू० ११ । (मं० १-३ ॥)

આ મંત્રોનો અભિપ્રાય એજ છે કે પુરુષે વીર્યવાન થવું જોઈએ. આમાં આશ્વલાયન ગૃહ્યસૂત્રનું પ્રમાણ-

**अथास्यै मण्डलागारच्छायायां दक्षिणस्यां नासिकायामजीतामोषधीं नस्तः करोति ॥१॥**

**प्रजावज्जीवपुत्राभ्यां हैके ॥२॥** (आश्व० गृ० १ । १३ । ५, ६ ॥)

ગર્ભના બીજા અથવા ત્રીજા મહિનામાં વડની વડવાઈ અથવા કુંપળ-પાન લઈને સ્ત્રીના નાકના જમણા છિદ્રમાં સૂંઘાડવા. તેમજ અન્ય પુષ્ટિકારક અર્થાત્ ગળો અથવા બ્રાહ્મી ઔષધિ ખવડાવવી.

એજ રીતે પારસ્કર ગૃહ્યસૂત્રનું પણ પ્રમાણ છે કે-

**अथ पुंसवनं पुरा स्पन्दत इति मासे द्वितीये तृतीये वा ॥१॥**

(पा०गृ० १ । १४ । १ । २ ॥)

તદનન્તર 'પુંસવન' તેને કહે છે, જે પૂર્વ ઋતુદાન કરીને ગર્ભસ્થિતિ પછી બીજા કે ત્રીજા મહિનામાં પુંસવન-સંસ્કાર કરવામાં આવે છે.

આજ પ્રમાણે ગોભિલીય તથા શૌનક ગૃહ્યસૂત્રોમાં પણ લખેલું છે.

## अथ क्रियारम्भः ॥

પૃષ્ઠ ૫ (विश्वानिदेव०) થી પૃષ્ઠ ૧૦-૧૬ શાન્તિપ્રકરણ પર્યન્ત લખ્યા પ્રમાણે (विश्वानि देव०) ઈત્યાદિ વેદમંત્રોથી યજમાન તથા પુરોહિતાદિએ ઈશ્વરોપાસના કરવી તથા જેટલા માણસો ત્યાં હાજર હોય તેમણે પણ ઈશ્વરોપાસનામાં ચિત્ત લગાડવું. એ પ્રમાણે સ્વસ્તિવાચન તથા શાન્તિકરણ થઈ રહ્યા પછી પ્રથમથીજ તૈયાર કરી રાખેલા પૂર્વોક્ત યજ્ઞદેશ, યજ્ઞશાલા, યજ્ઞકુંડ, આગળ હવન સમિધા, સામગ્રી સ્થાલીપાક તથા પ્રસ્તુત સંસ્કારમાં ઉપયોગી થનારાં સાધનો તૈયાર રાખવાં. ત્યાર

બાદ પ્રથમ લખ્યા પ્રમાણે અગ્ન્યાધાન, અગ્નિ પ્રજ્વલન કરીને (अयन्त इध्म०) ઈત્યાદિ મંત્રો વડે સમિદાધાન કરી (अयन्त इध्म०) એ મંત્ર વડે પાંચ ઘૃતાહુતિ આપવી. ત્યારપછી પ્રથમ લખ્યા પ્રમાણે (ओम् अदितेनु०) ઈત્યાદિ ચાર મંત્રો વડે જલ પ્રોક્ષણ કર્મ કરી, આધારાવાજ્યભાગાહુતિ ચાર તથા વ્યાહૃતિ આહુતિ ચાર આપવી, સામાન્ય પ્રકરણમાં લખ્યા પ્રમાણે (ओं प्रजापतये०) મંત્ર વડે એક પ્રાજાપત્ય આહુતિ અને (ओं यदस्य कर्मणो०) એ મંત્ર વડે સ્વિષ્ટકૃત આહુતિ આપવી. આ પ્રમાણે થયા પછી નીચે લખેલા બન્ને મંત્રો વડે ઘૃતની આહુતિઓ આપવી.

**ओम् आ ते गर्भो योनिमेतु पुमान् बाण इवेषुधिम् ।**
**आ वीरो जायतां पुत्रस्ते दशमास्यः स्वाहा ॥१॥**
**ओम् अग्निरैतु प्रथमो देवतानां सोऽस्यै प्रजां मुञ्चतु मृत्युपाशात् ।**
**तदयं राजा वरुणोऽनुमन्यतां यथेयं पौत्रमघं न रोदात् स्वाहा ॥२॥**

(आश्व०गृ० १ । १३ । ६ ॥)

આ બન્ને મંત્રો વડે બે આહુતિ આપ્યા પછી પતિએ પત્નીનાં હૃદય પર હાથ મૂકીને નિમ્ન લિખિત મંત્ર બોલવો-

**ओं यत्ते सुसीमे हृदये हितवन्तः प्रजापतौ ।**
**मन्येऽहं मां तद्विद्वांसं माहं पौत्रमघन्नियाम् ॥**

(आश्व०गृ० १ । १३ । ७ ॥)

તત્પશ્ચાત્ સામવેદનું મહાવામદેવ્ય ગાન કરીને જે જે સ્ત્રી-પુરુષો સંસ્કાર જોવા આવ્યાં હોય તેમને આદર સત્કાર પૂર્વક વિદાય કરવાં.

પછી વડની કુમળી કૂંપળો અને ગળોને બારીક વાટીને કપડાં વડે રસ નિચોવી લઈ ગર્ભિણી સ્ત્રીના જમણા નાસાપુટમાં સૂંઘાડવો. તત્પશ્ચાત્-

  

हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् । स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥१॥ यजुः० अ० १३ । मं० ४ ॥

अद्भ्यः सम्भृतः पृथिव्यै रसाच्च विश्वकर्मणः समवर्त्तताग्रे । तस्य त्वष्टा विदधद्रूपमेति तन्मर्त्यस्य देवत्वमाजानमग्रे ॥२॥ यजु० अ० ३ । मं० १७ ॥

આ બે મંત્રો બોલી રહ્યા પછી પતિ પોતાની ગર્ભિણી પત્નીનાં ગર્ભાશય સ્થાન પર હાથ મૂકીને નીચેનો મંત્ર બોલે :-

सुपर्णोसि गरुत्माँस्त्रिवृत्ते शिरो गायत्रं चक्षुर्बृहद्रथन्तरे पक्षौ । स्तोम ऽआत्मा छन्दाꣳस्यङ्गानि यजूꣳषि नाम ।

साम ते तनूर्वामदेव्यं यज्ञायज्ञियं पुच्छं धिष्ण्याः शफाः । सुपर्णोऽसि गरुत्मान्दिवं गच्छ स्वः पत ॥१॥

यजुः अ० १२ मं० ४ ॥

આ પ્રમાણે આ સંસ્કાર પૂરો થયા પછી ગર્ભિણી સ્ત્રીએ યુક્તાહારવિહારી થવું. વિશેષ કરી ગળો, બ્રાહ્મી અને સૂંઠને દૂધની સાથે થોડી થોડી પીએ; અને અધિક શયન અધિક જાગરણ તથા અધિક ભાષણ ન કરવું.; અતિ ખારા, ખાટા, તીખા, કડવા તથા રેચક હરડે આદિ પદાર્થો નહિ ખાવા. સૂક્ષ્મ આહાર કરવો. તથા ક્રોધ, દ્વેષ, લોભાદિ દોષોથી દૂર રહી ચિત્તને હંમેશાં પ્રસન્ન રાખવું અને શુભાચરણથી રહેવું.

॥ इति पुंसवनसंस्कारविधिः समाप्तः ॥

# ॥ अथ सीमन्तोन्नयनम् ॥

હવે ત્રીજો સંસ્કાર સીમન્તોન્નયન નામનો છે, તે કહેવામાં આવે છે. આ સંસ્કારથી ગર્ભિણી સ્ત્રીનું મન સંતુષ્ટ, આરોગ્ય તથા ગર્ભસ્થિતિ ઉત્કૃષ્ટ થઈ પ્રતિદિન વધતી જાય છે. આ સંસ્કારને માટે નિમ્નલિખિત પ્રમાણો છે.

**चतुर्थे गर्भमासे सीमन्तोन्नयनम् ॥१॥**

**आपूर्यमाणपक्षे (यदा) पुंसा नक्षत्रेण चन्द्रमा युक्तः स्यात् ॥२॥ अथास्यै युग्मेन शलालुग्रप्सेन (शलाटुग्लप्सेन) त्र्येण्या च शलल्या त्रिभिश्च कुशपिञ्जलैरूर्ध्वं सीमन्तं व्यूहति भूर्भुवः स्वरोमिति त्रिः चतुर्वा ॥**

આ આશ્વલાયન ગૃહ્યસૂત્ર છે. (૧ । ૧૪ । ૧,૨,૪,૫.)

**पुंसवनवत् प्रथमे गर्भे मासे षष्ठेऽष्टमे वा ॥** (पार० १ । १५ । २,३ ॥)

આ પારસ્કર ગૃહ્યસૂત્રનું પ્રમાણ છે. આ રીતે ગોભિલીય અને શૌનક વગેરેમાં પણ લખેલ છે.

**अर्थ :** ગર્ભમાસથી ચોથા મહિનાના શુકલ પક્ષમાં જ્યારે મૂલ આદિ પુરુષ નક્ષત્રયુક્ત ચંદ્રમા હોય તે દિવસે સીમન્તોનયન સંસ્કાર કરવો. અને પુંસવન સંસ્કાર સમાન છઠ્ઠા અથવા આઠમા મહિનામાં પૂર્વોક્ત પક્ષ, નક્ષત્રયુક્ત ચંદ્રમાના દિવસે સીમન્તોનયન-સંસ્કાર કરવો.

**अथ विधि :** આમાં પ્રથમ પૃ. ૫થી ૩૩ સુધી (અર્થાત્ ઈશ્વર સ્તુતિ..., સ્વસ્તિવાચન, શાન્તિકરણ તથા સંપૂર્ણ સામાન્ય પ્રકરણની) વિધિ કરીને **"अदितेऽनुमन्यस्व"** વગેરે પૃષ્ઠ ૨૮માં લખ્યા પ્રમાણે વેદીની પૂર્વાદિ (ત્રણે) દિશાઓમાં જલ સિંચન કરીને-

  

**ओं देव सवितः प्र सुव यज्ञं प्र सुव यज्ञपतिं भगाय ।**
**दिव्यो गन्धर्वः केतपूः केतन्नः पुनातु वाचस्पतिर्वाचन्नः स्वदतु स्वाहा ॥**
यजु॰अ॰ ३० । मं॰ ७ ॥

આ મંત્રથી કુંડની ચારે તરફ જલસિંચન કરીને **"આઘારાવાજ્ય-ભાગાહુતિ"** ચાર (અર્થાત્ अग्नये स्वाहा વગેરે) તથા "व्याहृति" ચાર (અર્થાત્ भूरग्नये स्वाहा વગેરે) મળીને આઠ આહુતિ પૃષ્ઠ ૨૯ લિખિત આપીને-

**ओं प्रजापतये त्वा जुष्टं निर्वपामि ॥**

અર્થાત્ ચોખા, તલ અને મગ સમભાગે લઈને-

**ओं प्रजापतये त्वा जुष्टं प्रोक्षामि ॥**

અર્થાત્ ધોઈને ખીચડી બનાવવી, તેમાં પુષ્કળ ઘૃત નાખીને નિમ્ન લિખિત મંત્રો વડે આઠ આહુતિઓ આપવી. :-

**ओं धाता ददातु दाशुषे प्राचीं जीवातुमुक्षितम् ।**
**वयं देवस्य धीमहि सुमतिं वाजिनीवति स्वाहा ॥**
**इदं धात्रे-इदन्न मम ॥१॥**

(तुलना-अथर्व॰ कां॰ ७ । सू॰ १७ । मं॰ २; आश्व॰ गृ॰ १ । १४, १३, ऋ॰ खिल सू॰ ३ । मं॰ ७, निरुक्त अ॰ ११ । खं॰ ११) ॥

**ओम् धाता प्रजानामुत रायऽईशे धात्रेदं विश्वं भुवनं जजान ।**
**धाता कृष्टीरनिमिषाभिचष्टे धात्रऽइद्धव्यं घृतवज्जुहोत स्वाहा ॥**
**इदं धात्रे-इदन्न मम ॥२॥**

(देखिये-आश्व॰गृ॰ १ । १४ । ३, ऋ॰ खिल सूक्त सं॰ ३ मं॰ ८) ॥

ओं राकामहं सुहवां सुष्टुती हुवे शृणोतु नः सुभगा बोधतु त्मना ।
सीव्यत्वपः सूच्या च्छिद्यमानया ददातु वीरं शतदायमुक्थ्यं स्वाहा ॥
इदं राकायै-इदन्न मम ॥३॥
यास्ते राके सुमतयः सुपेशसो याभिर्ददासि दाशुषे वसूनि ।
ताभिर्नो अद्य सुमना उपागहि सहस्रपोषं सुभगे रराणा स्वाहा ॥
इदं राकायै-इदन्न मम ॥४॥

ऋ० मं० २ । सू० ३२ । मं० ४ ।५ ॥

नेजमेष परा पत सुपुत्रः पुनरापत ।
अस्यै मे पुत्रकामायै गर्भमा धेहि यः पुमान्स्वाहा ॥५॥
यथेयं पृथिवी मह्युत्ताना गर्भमा दधे ।
एवं तं गर्भमा धेहि दशमे मासि सूतवे स्वाहा ॥६॥
विष्णोः श्रेष्ठेन रूपेणास्यां नार्या गवीन्याम् ।
पुमांसं पुत्राना धेहि दशमे मासि सूतवे स्वाहा ॥७॥
(आश्व० गृ० १ । १४ । ३, ऋ० खिल सूक्त सं० ३४ । सं० १-३)

આ સાત મંત્રો વડે ખીચડીની સાત આહુતિ આપીને પુનઃ પૃ. ૩૦માં લિખિત "ओं भूर्भुवः स्वः । प्रजापते न त्व०" મંત્ર વડે એક એમ મળીને આઠ આહુતિઓ આપવી. ત્યારબાદ પૃ. ૨૯માં લિખિત "ओं प्रजापतये" મંત્ર વડે એક ભાતની અને પૃ. ૨૯માં લિખિત "ओं यदस्य कर्मणो०" મંત્રથી એક ખીચડીની આહુતિ આપવી.

તત્પશ્ચાત્ પૃ. ૩૦માં લિખિત "ओं त्वन्नो अग्ने०" મંત્રો વડે આઠ ઘૃતની આહુતિઓ આપવી. પછી પૃ. ૨૯માં લિખિત ચાર વ્યાહૃતિ મંત્રો (ओं भूरग्नये० વગેરે) વડે ચાર ઘૃતની આહુતિઓ આપવી.

આ પ્રમાણે ઉપરોક્ત સઘળી આહુતિઓ આપ્યા બાદ પતિ અને

પત્નીએ એકાન્તમાં જઈને ઉત્તમ આસન પર બેસવું. પછી પતિએ પત્નીની પાછળ બેસીને નિમ્ન મંત્રોનો પાઠ કરવો :-

ओं सुमित्रिया न आप ओषधयः सन्तु । दुर्मित्रियास्तस्मै सन्तु योऽस्मान्द्वेष्टि यञ्च वयं द्विष्मः ॥१॥ यजु० अ० ६ । मं० २२ ॥

मूर्द्धानं दिवो अरतिं पृथिव्या वैश्वानरमृत आ जातमग्निम् ।
कविꣳ सम्राजमतिथिं जनानामासन्ना पात्रं जनयन्त देवाः ॥२॥
यजु० अ० ७ । मं० २४ ॥

ओम् अयमूर्ज्जावतो वृक्ष ऊर्ज्जीव फलिनी भव ।
पर्णं वनस्पते नु त्वा नु त्वा सूयताꣳरयिः ॥३॥
(पा०गृ० १ । १५ । ६, मन्त्र ब्रा० १ । ५ । १) ॥

ओं येनादितेः सीमानं नयति प्रजापतिर्महते सौभगाय ।
तेनाहमस्यै सीमानं नयामि प्रजामस्यै जरदृष्टिं कृणोमि ॥४॥
(मं० ब्रा० १ । ५ । २ ॥ गो० गृ० २ । ७ । ६)

ओं राकामहꣳसुहवाꣳसुष्टुती हुवे शृणोतु नः सुभगा बोधतु त्मना ।
सीव्यत्वपः सूच्या च्छिद्यमानया ददातु वीरꣳशतदायमुक्थ्यम् ॥५॥
ओं यास्ते राके सुमतयः सुपेशसो याभिर्ददासि दाशुषे वसूनि ।
ताभिर्नो अद्य सुमना उपागहि सहस्रपोषं सुभगे रराणा ॥६॥
किं पश्यसि प्रजां पशून्त्सौभाग्यं मह्यं दीर्घायुष्ट्वं पत्युः ॥७॥
(मं०ब्रा० १ । ५ । ३-५ । गो० गृ० २ । ७ ॥ ८-१० ॥)

ઉપરોક્ત મંત્રો બોલીને પતિએ પોતાના હાથે પત્નીના કેશમાં સુગન્ધિત્ તેલ નાંખી કાંસકી વડે ઓળીને ઉમરડા અથવા અર્જુનવૃક્ષની ડાંડી અથવા દર્ભની મૃદુ સળી અથવા શીસોળીયાં વડે કેશ સાફ કરીને સુંદર વેણી બાંધીને પછી યજ્ઞશાલામાં આવવું. આ વખતે વીણા

આદિ વાજાં વગડાવવાં. તત્પશ્ચાત્ સામવેદનું (મહાવામદેવ્ય) પૃ. ૩૨ ગાન કરવું. પછી :-

**ओं सोम एव नो राजेमा मानुषीः प्रजाः । अविमुक्तचक्र आसीरंस्तीरे तुभ्यम् असौ ॥*** (પા૦ગૃ૦ ૧ । ૧૫ । ૮ ॥)

આરંભમાં આ મંત્રનું ગાન કરીને પછી અન્ય મન્ત્રોનું ગાન કરવું. ત્યારબાદ ખીચડીની આહુતિઓ આપતાં વધેલી ખીચડીમાં પુષ્કળ ઘી નાંખીને ગર્ભિણી સ્ત્રી પોતાનું પ્રતિબિંબ તે ઘીમાં જુએ, આ સમયે પતિ પત્નીને પૂછે કે-

**"किं पश्यसि ?"** (શું જુએ છે ?) પત્ની ઉત્તર આપે કે-

**"प्रजां पश्यामि"** (સંતતિ જોઉં છું.)

ત્યારબાદ એકાન્તમાં પોતાનાં કુલની વૃદ્ધ, કુલીન, સૌભાગ્યવતી, પુત્રવતી સ્ત્રીઓ તથા બ્રાહ્મણની સ્ત્રીઓ ગર્ભિણીની સાથે પ્રસન્ન વદને બેસે તથા પ્રસન્નતાની વાતો કરે. અને ગર્ભિણી તે ખીચડી ખાય પછી પાસે બેઠેલી સ્ત્રીઓ નીચે પ્રમાણે ગર્ભિણીને આશીર્વચન આપે-

**ओं वीरसूस्त्वं भव, जीवसूस्त्वं भव, जीवपत्नी त्वं भव ॥**

આ પ્રમાણે શુભ માંગલિક વચન બોલવાં, તત્પશ્ચાત્ સંસ્કારમાં આવેલાં મનુષ્યોનો યથાયોગ્ય સત્કાર કરી સ્ત્રી સ્ત્રીઓને તથા પુરુષ પુરુષોને વિદાય કરે.

## ॥ इति सीमन्तोन्नयनसंस्कारविधिः समाप्तः ॥

---

* 'असौ' પદના સ્થાનમાં કોઈ નદીનું નામ બોલવું

# ॥ अथ जातकर्मसंस्कारविधिः ॥

આ સંસ્કારનો સમય, પ્રમાણ તથા કર્મ વિધિ નીચે પ્રમાણે છે :-

**सोष्यन्तीमदि्भरभ्युक्षति ॥** આ પારસ્કર ગૃહ્યસૂત્ર (૧ । ૧૬ । ૨ ॥) નું પ્રમાણ છે.

આ પ્રમાણે આશ્વલાયન, ગોભિલીય તથા શૌનક ગૃહ્યસૂત્રોમાં પણ લખેલું છે :-

જ્યારે પ્રસવ સમય થાય ત્યારે નિમ્નલિખિત મંત્રો વડે ગર્ભિણી સ્ત્રીનાં શરીર પર જલ વડે માર્જન કરવું :-

**ओम् एजतु दशमास्यो गर्भो जरायुणा सह । यथायं वायुरेजति यथा समुद्र एजति । एवायं दशमास्यो अस्रज्जरायुणा सह ॥** यजुः० अ० ८ मं० २८

આ મંત્ર વડે માર્જન કર્યા બાદ :-

**ओम् अवैतु पृश्निशेवलꣳशुने जराय्वत्तवे । नैव माꣳसेन पीवरीं न कस्मिंश्चनायतनमव जरायु पद्यताम् ॥** (पा०गृ०सू० १ । १६ । २ ॥)

આ મંત્રનો જપ કરીને પુનઃ માર્જન (જલસેચન) કરવું. :-

**कुमारं जातं पुराऽन्यैरालम्भात् सर्पिर्मधुनी हिरण्यनिकाषं हिरण्ययेन प्राशयेत् ॥** (आश्वलायन गृ०सू०अ० १ खं० १५ । सू० १ ॥)

જ્યારે પુત્રનો જન્મ થાય ત્યારે પ્રથમ દાયણ આદિ સ્ત્રીઓએ બાળકનાં શરીર ઉપરની ઓર દૂર કરી, મુખ, નાસિકા, કાન, આંખ આદિમાંથી મળને શીઘ્ર દૂર કરી, કોમળ વસ્ત્ર વડે શરીર કોરું કરી, બાળકને તેના પિતાના ખોળામાં આપવું.

પિતાએ તેને જ્યાં વાયુ તથા શીતલતા ન હોય ત્યાં લઈ જઈને બેસી એક વેંતભર નાળ રાખીને તેને સૂતર વડે બાંધી વધારાની નાડીને તીક્ષ્ણ છરી વડે કાપી નાખવી. ત્યારબાદ બાળકને ઉષ્ણ જલ વડે સ્નાન

કરાવી શુદ્ધ વસ્ત્ર વડે કોરું કરી, શુદ્ધ નવીન વસ્ત્ર પહેરાવવું. ત્યારબાદ પ્રસૂતિગૃહની બહાર યજ્ઞકુંડ તૈયાર કરાવ્યો હોય તો ત્યાં અથવા તો ત્રાંબાનો યજ્ઞકુંડ હોય તો તે મૂકીને સમિધાચયન વગેરે કરીને, પૂર્વોક્ત સામાન્ય વિધિ પૃષ્ઠ ૨૬માં કહેલ અગ્ન્યાધાન અને સમિદાધાન કરવું. અગ્નિને પ્રદીપ્ત કરીને સુગંધિત ઘૃતાદિ વેદીની પાસે રાખવું. પછી હાથ-પગ ધોઈને પીઠાસન અર્થાત્ શુભાસન પુરોહિત માટે કુંડના દક્ષિણ ભાગમાં રાખવું. તેના પર પુરોહિત ઉત્તરાભિમુખ બેસે.

બાળકના પિતાએ-યજમાને પોતાના હાથ પગ ધોઈ નાંખીને વેદીની પશ્ચિમમાં આસન બિછાવી, ઉપવસ્ત્ર ઓઢી, પૂર્વાભિમુખે બેસવું; પછી પુરોહિત તથા યજમાનની આગળ પ્રસ્તુત સંસ્કારોપયોગી સર્વ સામગ્રી ગોઠવી દેવી; અને યજમાને પુરોહિતને* કહેવું કે :-

**ओम् आ वसोः सदने सीद ॥**

પુરોહિતે જવાબ આપવો કે,

**ओम् सीदामि ॥**

ઉપર પ્રમાણે પુરોહિતે બોલીને પોતાનાં આસન ઉપર બેસવું ત્યારબાદ પૃષ્ઠ ૨૬માં લખેલ મુજબ **"अयन्त इध्म०"** એ ચાર મંત્રો વડે વેદીમાં ચંદનથી સમિદાધાન કરવું. ત્યારપછી પ્રદીપ્ત સમિધા પર પૂર્વોક્ત સિદ્ધ કરેલ ઘૃતની પૃષ્ઠ ૨૮-૨૯માં લખેલ (ओम् अग्नये આદિ) આઘારાવાજ્યભાગાહુતિ ચાર અને (ओं भूरग्नये આદિ) વ્યાહૃતિ આહુતિ ચાર મળીને આઠ આજ્યાહુતિ આપવી. ત્યારબાદ નીચે લખેલા બે મંત્રો વડે ઘૃતાહુતિ આપવી :-

---

* ધર્માત્મા શાસ્ત્રોક્ત વિધિને પૂર્ણ રીતિ જાણનાર, વિદ્વાન, સદ્ધર્મી, કુલીન, નિર્વ્યસની, સુશીલ, વેદપ્રિય, પૂજનીય, સર્વોપકારી ગૃહસ્થની પુરોહિત સંજ્ઞા છે.

  

**ओं या तिरश्ची निपद्यते अहं विधरणी इति । तां त्वा घृतस्य धारया यजे सँराधनीमहम् । सँराधन्यै देव्यै देष्ट्र्यै स्वाहा ॥ इदं संराधिन्यै-इदन्न मम ॥१॥**

**ओं विपश्चित्पुच्छमभरत्तद्धाता पुनराहरत् । परेहि त्वं विपश्चित्पुमानयं जनिष्यतेऽसौ नाम स्वाहा ॥ इदं धात्रे-इदन्न मम ॥२॥**

(सामवेदमन्त्रब्राह्मणे प्रपा० १ खं० ५ मं० ६-७ ॥)

ઉપર પ્રમાણે બે ઘૃતાહુતિ આપ્યા પછી પૃષ્ઠ ૩૨ થી ૩૩ મુજબ વામદેવ્ય ગાન કરીને પૃષ્ઠ ૫ થી પૃષ્ઠ ૯ સુધી લખ્યા પ્રમાણે (विश्वानि देव० આદિ આઠ મંત્રો વડે) ઈશ્વરોપાસના કરવી.

તત્પશ્ચાત્ ઘી અને મધ (વિષમ માત્રામાં) બરાબર મેળવીને પ્રથમથી તૈયાર કરાવેલી સોનાની સળીથી તે મિશ્રણ વડે બાળકની જીભ ઉપર :-

**"ओ३म्"**

આ અક્ષર લખીને બાળકના દક્ષિણ કાનમાં **"त्वं वेदोऽसीति"** (તારું ગુપ્ત નામ વેદ છે.) એ પ્રમાણે કહીને પૂર્વથી વિષમ ભાગે મેળવેલું ઘી અને મધ સુવર્ણની સળી વડે નીચેના મંત્રો બોલી બાળકને થોડું થોડું ચટાડે :-

**ओं प्र ते ददामि मधुनो घृतस्य वेद सवित्रा प्रसूतं मघोनाम् । आयुष्मान् गुप्तो देवताभिः शतं जीव शरदो लोके अस्मिन् ॥१॥**

(आ०गृ० १५/१ ॥)

**ओं भूस्त्वयि दधामि ॥२॥**

**ओं भुवस्त्वयि दधामि ॥३॥**

**ओं स्वस्त्वयि दधामि ॥४॥**

**ओं भूर्भुवः स्वः सर्वं त्वयि दधामि ॥५॥** (पा०गृ० १ । १६ । ४ ॥)

  

**ओं सदसस्पतिमद्भुतं प्रियमिन्द्रस्य काम्यम् । सनिं मेधामयासिषँ स्वाहा ॥६॥** यजुः० अ० ३२ । मं० १३ ॥

આ પ્રત્યેક મંત્ર વડે છ વાર ઘૃત મધુ પ્રાશન કરાવીને, ચોખા તથા જવને શુદ્ધ કરીને, પાણીની સાથે પીસીને, વસ્ત્રગાળ કરી એક પાત્રમાં રાખી, હાથના અંગુઠા તથા અનામિકા વડે થોડું લઈને :-

નિમ્ન મંત્ર બોલીને બાલકના મુખમાં એક ટીંપું પાડવું. આ માત્ર ગોભિલીય ગૃહ્યસૂત્રનો મત છે, બધાનો નથી.

**ओम् इदमाज्यमिदमन्नमिदमायुरिदममृतम् ॥**

(मं०ब्रा० १ । ५ । ८; गो०गृ० २ । ७ । १८ ॥)

પશ્ચાત્ બાલકનો પિતા બાલકના દક્ષિણ કાન આગળ પોતાનું મુખ રાખીને નીચેના મંત્રો બોલે :-

**ओं मेधां ते देवः सविता मेधां देवी सरस्वती ॥ मेधां ते अश्विनौ देवावाधत्तां पुष्करस्रजौ ॥१॥** (आ०गृ० १ । १५ । २ ॥)

**ओम् अग्निरायुष्मान् स वनस्पतिभिरायुष्माँस्तेन त्वाऽऽयुषाऽऽयुष्मन्तं करोमि ॥२॥**

**ओं सोमऽआयुष्मान् स ओषधीभिरायुष्माँस्तेन०* ॥३॥**

**ओं ब्रह्माऽऽआयुष्मत् तद् ब्राह्मणैरायुष्मत्तेन० ॥४॥**

**ओं देवा आयुष्मन्तस्तेऽमृतेनायुष्मन्तस्तेन० ॥५॥**

**ओम् ऋषय आयुष्मन्तस्ते व्रतैरायुष्मन्तस्तेन० ॥६॥**

**ओं पितर आयुष्मन्तस्ते स्वधाभिरायुष्मन्तस्तेन० ॥७॥**

**ओं यज्ञ आयुष्मान् स दक्षिणाभिरायुष्माँस्तेन० ॥८॥**

---

* અહીં આગળ ઉપરના મંત્રમાં જે પ્રમાણે છે તે - (त्वा) વગેરે શેષ ભાગ મંત્રોના ઉત્તર ભાગમાં બોલવો.

  

**ओं समुद्र आयुष्मान् स स्रवन्तीभिरायुष्माँस्तेन त्वाऽऽयुषाऽऽयुष्मन्तं करोमि ॥९॥** पार०गृ० १ । १६ । ६ ॥

આ નવ મંત્રોનો જપ કરવો અને એ જ પ્રમાણે ડાબા કાન આગળ પોતાનું મુખ રાખીને ઉપરોક્ત નવ મંત્રો ફરી બોલવા. પશ્ચાત્ પિતા બાળકના ખભાને પોતાના હાથનો મૃદુ સ્પર્શ લગાડીને નિમ્નલિખિત મંત્રો બોલે.

**ओम् इन्द्र श्रेष्ठानि द्रविणानि धेहि चित्तिं दक्षस्य सुभगत्वमस्मे । पोषंꣳ रयीणामरिष्टिं तनूनां स्वाद्मानं वाचः सुदिनत्वमह्नाम् ॥१॥**

(ऋ०मं० २ । सू० २१ । मं० ६ ॥ आ०गृ० १ । १५ । ३ ॥)

**अस्मे प्र यन्धि मघवन्नृजीषिन्निन्द्र रायो विश्ववारस्य भूरेः ।**
**अस्मे शतं शरदो जीवसे धा अस्मे वीराञ्छश्वत इन्द्र शिप्रिन् ॥२॥**

ऋ० मं० ३ । सू० ३६ । सं० १० ॥)

**ओम् अश्मा भव परशुर्भव हिरण्यमस्तृतं भव । वेदो वै पुत्रनामासि स जीव शरदः शतम् ॥** (आश्व० गृ० १ । १५ । ३ ॥)

ઉપરોક્ત મંત્રો બોલી રહ્યા પછી નિમ્ન મંત્રનો ત્રણ વાર જપ કરીને બાલકના ખભા પરથી હાથ ઉઠાવી લેવો.

**ओं त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् । यद्देवेषु त्र्यायुषं तन्नो अस्तु त्र्यायुषम् ॥** यजुः० अ० ३ । मं० ६२ ॥

પશ્ચાત્ જ્યાં બાલકનો જન્મ થયો હોય ત્યાં જઈને, નિમ્ન મંત્રનો જપ કરવો.

**ओं वेद ते भूमि हृदयं दिवि चन्द्रमसि श्रितम् । वेदाहं तन्मां तद्विद्यात्पश्येम शरदः शतं जीवेम शरदः शतꣳ शृणुयाम शरदः शतम् ॥१॥**

(पा०गृ०मू० १ । १६ । १७ ॥)

  

પશ્ચાત્ નિમ્ન મંત્રો બોલતા જવા અને સુગન્ધિત જલ વડે પ્રસૂતાના શરીરનું માર્જન કરવું.

**यत्ते सुसीमे हृदयꣳ हितमन्तः प्रजापतौ । वेदाहं मन्ये तद्ब्रह्म माहं पौत्रमघं निगाम् ॥२॥** साम० मं० ब्रा० प्र० १ खं० ५ मं० १०

**यत्पृथिव्या अनामृतं दिवि चन्द्रमसि श्रितम् । वेदामृतस्येह नाम माहं पौत्रमघꣳरिषम् ॥३॥**

**इन्द्राग्नी शर्म यच्छतं प्रजायै मे प्रजापतिः । यथायं न प्रमीयते पुत्रो जनित्र्या अधि ॥४॥**

**यददश्चन्द्रमसि कृष्णं पृथिव्या हृदयꣳ श्रितम् । तदहं विद्वाꣳस्तत्पश्यन् माहं पौत्रमघꣳरुदम् ॥५॥**

(सा० मं० ब्रा० १ । ५ । १०-१३ ॥)

પશ્ચાત્ નિમ્ન મંત્રો વડે બાળકને આશીર્વાદ આપવો.

**कोऽसि कतमोऽस्येषोऽस्यमृतोऽसि । आहस्पत्यं मासं प्रविशासौ ॥६॥**

**स त्वाह्ने परिददात्वहस्त्वा रात्र्यै परिददातु रात्रिस्त्वाहोरात्राभ्यां परिददात्वहोरात्रौ त्वार्द्धमासेभ्यः परिदत्तामर्द्धमासास्त्वा मासेभ्यः परिददतु मासास्त्वर्तुभ्यः परिददत्वृतवस्त्वा संवत्सराय परिददतु संवत्सरस्त्वायुषे जरायै परिददात्वसौ ॥७॥** (सा० मं० ब्रा० प्रपा० १ खं० ५ मं० १४-१५ ॥)

પશ્ચાત્ નિમ્ન મંત્રો બોલીને પુત્રના માથાનું આઘ્રાણ કરે અર્થાત્ સૂંઘે :-

**अङ्गादङ्गात्सꣳस्रवसि हृदयादधिजायसे । प्राणं ते प्राणेन सं दधामि जीव मे यावदायुषम् ॥८॥**

**अङ्गादङ्गात्संभवसि हृदयादधिजायसे । वेदो वै पुत्र नामासि स जीव शरदः शतम् ॥९॥**

**अश्मा भव परशुर्भव हिरण्यमस्तृतं भव । आत्माऽसि पुत्र मा मृथाः स जीव शरदः शतम् ॥१०॥**

**पशूनां त्वा हिं कारेणाभिजिघ्राम्यसौ ।।११।।**

साο मंο ब्राο प्रपाο १ खंο ५ मंο १६-१७-१८-१९ ।।)

જ્યારે જ્યારે પરદેશથી આવે અથવા જાય ત્યારે ત્યારે ઉપરોક્ત ક્રિયા કરવી કે જેથી પુત્ર તથા માતા પિતામાં અતિ પ્રેમ વધે.

પશ્ચાત્ નિમ્ન મંત્ર વડે ઈશ્વરની પ્રાર્થના કરીને પ્રસૂતા સ્ત્રીને પ્રસન્ન કરવી.

**ओम् इडासि मैत्रावरुणी वीरे वीरमजीजनथाः । सा त्वं वीरवती भव याऽस्मान्वीरवतोऽकरत् ।।१।।**

પછી સ્ત્રીનાં બન્ને સ્તન કિંચિત્ ઉષ્ણ સુગંધિત જલ વડે ધોઈને કોરાં કરવાં અને નિમ્ન મંત્ર બોલીને પ્રથમ જમણું સ્તન બાળકના મુખમાં મૂકવું.

**ओम् इमँ स्तनमूर्ज्जस्वन्तं धयापां प्रपीनमग्ने सरिरस्य मध्ये ।**
**उत्सं जुषस्व मधुमन्तमर्वन्त्समुद्रियँ सदनमाविशस्व ।।**

यजुःο अο १७ मंο ८७

પછી નિમ્ન મંત્ર બોલીને ડાબું સ્તન બાલકના મુખમાં આપવું.

**ओं यस्ते स्तनः शशयो यो मयोभूर्यो रत्नधा वसुविद्यः सुदत्रः । येन विश्वा पुष्यसि वार्याणि सरस्वति तमिह धातवे कः ।।१।।**

यजुःο अο ३८ मंο ५ ।।

તત્પશ્ચાત્ નિમ્ન મંત્ર વડે પ્રસૂતા સ્ત્રીના ખાટલાની ઉપરની બાજુએ અર્થાત્ માથા તરફ એક કલશ જળથી પૂરો ભરીને દશ રાત્રિ સુધી ત્યાંજ મૂકી રાખવો; અને પ્રસૂતા સ્ત્રી પ્રસૂતિ ગૃહમાં દશ દિવસ સુધી રહે.

**ओम् आपो देवेषु जाग्रथ यथा देवेषु जाग्रथ । एवमस्याᳬ सूतिकायाᳬ सुपुत्रिकायां जाग्रथ ।।१।।**

પ્રસૂતિ ગૃહમાં નિત્ય સાંજ સવાર સંધિ સમયે નિમ્નલિખિત બે

મંત્રો વડે ભાત અને સરસવ મેળવીને દશ દિવસ સુધી નિયમિત રીતે આહુતિઓ આપવી :-

**ओं शण्डामर्का उपवीरः शौण्डिकेय उलूखलः । मलिम्लुचो द्रोणासश्च्यवनो नश्यतादितः स्वाहा ॥ इदं शण्डामर्काभ्यामुपवीराय शौण्डिकेयायोलूखलाय मलिम्लुचाय द्रोणेभ्यश्च्यवनाय - इदन्न मम ॥१॥**

**ओम् आलिखन्ननिमिषः किंवदन्त उपश्रुतिर्हर्यक्षः कुम्भीशत्रुः पात्रपाणिर्नृमणिर्हन्त्रीमुखः सर्षपारुणश्चयवनो नश्यतादितः स्वाहा ॥ इदमालिखतेऽनिमिषाय किंवदद्भ्य उपश्रुतये हर्यक्षाय कुम्भीशत्रवे पात्रपाणये नृमणये हन्त्रीमुखाय सर्षपारुणाय च्यवनाय - इदन्न मम ॥**

(पार०गृ० १ । १६ । २६ ॥)

ઉપરોક્ત મંત્રો વડે દશ દિવસ સુધી હોમ કરીને પછી સારા સારા વિદ્વાન, ધાર્મિક વૈદિક મતાનુયાયીઓ (પ્રસુતિગૃહની) બહાર ઊભા રહીને અને બાળકનો પિતા અંદર રહીને આશીર્વાદરૂપી નીચે લખેલા મંત્રોનો પાઠ આનંદિત થઈને કરે :-

**ओं मा नो हासिषुर्ऋषयो दैव्या ये तनूपा ये नस्तन्वस्तनूजाः । अमर्त्या मर्त्यों अभि नः सचध्वमायुर्धत्त प्रतरं जीवसे नः ॥१॥**

अथर्व० कां० ६ । अनु० ४ । सू० ४१ । (मं० ३ ॥)

**इमं जीवेभ्यः परिधिं दधामि मैषां नु गादपरो अर्थमेतम् । शतं जीवन्तः शरदः पुरूचीस्तिरो मृत्युं दधतां पर्वतेन ॥२॥**

अथर्व० कां० १२ अ० २ । (सू० २) मं० २३ ॥

**विवस्वान्नो अभयं कृणोतु यः सुत्रामा जीरदानुः सुदानुः । इहेमे वीरा बहवो भवन्तु गोमदश्ववन्मय्यस्तु पुष्टम् ॥३॥**

अथर्व० कां० १८ । अनु० ३ । (सू० ३ ।) मं० ६१ ॥

**॥ इति जातकर्मसंस्कारविधिः समाप्तः ॥**

# ।। नामकरणसंस्कारविधिं वक्ष्यामः ।।

अत्र प्रमाणम् । नाम चास्मै दद्युः ॥१॥

घोषवदाद्यन्तरन्तःस्थमभिनिष्ठानान्तं द्व्यक्षरम् ॥२॥

चतुरक्षरं वा ॥३॥

द्व्यक्षरं प्रतिष्ठाकामश्चतुरक्षरं ब्रह्मवर्चसकामः ॥४॥

युग्मानि त्वेव पुंसाम् ॥५॥

अयुजानि स्त्रीणाम् ॥६॥

अभिवादनीयं च समीक्षेत तन्मातापितरौ विदध्यातामोपनयनात् ॥७॥

(आश्व० गृ० सू० १ । १५-१०) इत्याश्वलायन गृह्यसूत्रेषु ॥

दशम्यामुत्थाप्य पिता नाम करोति ॥१॥ द्व्यक्षरं चतुक्षरं वा घोषवदाद्यन्तरन्तःस्थं दीर्घाभिनिष्ठानान्तं कृतं कुर्यान्न तद्धितम् ॥२॥ अयुजाक्षरमाकारान्तँ स्त्रियै ॥३॥ शर्म ब्राह्मणस्य वर्म क्षत्रियस्य गुप्तेति वैश्यस्य ॥४॥ (पारस्कर गृ० सू० १ । १७ । १-४ ॥)

આજ પ્રમાણે ગોભિલીય તથા શૌનક ગૃહ્યસૂત્રોમાં પણ લખેલું છે.

**નામકરણ** : અર્થાત્ જન્મેલાં બાળકનું સુંદર નામ ધારણ કરવું-પાડવું તેને કહે છે.

**નામકરણનો સમય** : જે દિવસે બાળકનો જન્મ થયો હોય ત્યારથી દશ દિવસ છોડીને અગિયારમે અથવા એકસોને એક અથવા બીજા વર્ષના પ્રારંભમાં જે દિવસે જન્મ થયો હોય તે દિવસે નામ પાડવું.

જે દિવસે આ સંસ્કાર કરવો હોય તે દિવસે અતિ પ્રસન્નતાથી પોતાના ઇષ્ટમિત્રો તથા હિતૈષી, સગાવહાલાઓને બોલાવી યથાવત્ સત્કાર કરવો. યજમાન-બાળકનો પિતા તથા ઋત્વિજે ક્રિયાનો પ્રારંભ કરવો.

પ્રથમ પૃષ્ઠ ૫ થી પૃષ્ઠ ૩૩ સુધીનો વિષય-ઈશ્વરોપાસના, સ્વસ્તિ વાચન, શાન્તિપ્રકરણ તથા અગ્ન્યાધાન આદિ સામાન્યપ્રકરણનો સંપૂર્ણ (જલ સિંચન સુધીનો) વિધિ કર્યા બાદ આઘારાવાજ્યભાગાહુતિ ચાર તથા વ્યાહૃતિ આહુતિ આપીને પૃષ્ઠ ૩૦-૩૧માં લખ્યા પ્રમાણે (त्वन्नो अग्ने०) ઈત્યાદિ આઠ મંત્રો વડે આઠ અર્થાત્ સર્વ મળીને સોળ ઘૃતાહુતિ કરવી.

તત્પશ્ચાત્ બાળકની માતા બાળકને શુદ્ધ જલ વડે સ્નાન કરાવી સુંદર શુદ્ધ વસ્ત્ર પહેરાવી યજ્ઞકુંડ પાસે લઈ આવે. આવતી વખતે બાળકના પિતાની પાછળ થઈને પતિની દક્ષિણ બાજુમાં આવી બાળકનું માથું ઉત્તરમાં રાખીને બાળકને તેના પિતાના હાથમાં આપે અને પછી એજ રસ્તે પાછી જઈને પતિની ડાબી બાજુએ પૂર્વાભિમુખે બેસે.

તત્પશ્ચાત્ પિતા તે બાળકને ઉત્તરમાં શિર અને દક્ષિણમાં પગ રાખીને પોતાની પત્નીના હાથમાં આપે પછી આ સંસ્કાર માટે જે કર્તવ્ય હોય, તે પ્રથમ પ્રધાન હોમ કરવો. પૂર્વોક્ત ઘૃત અને સર્વ સાકલ્ય સિદ્ધ કરી રાખવા. તેમાંથી પ્રથમ ઘૃતનો ચમચો ભરી નિમ્ન મંત્ર વડે આહુતિ આપવી.

**ओं प्रजापतये स्वाहा ॥**

પછી જે તિથિ તથા નક્ષત્રમાં બાળકનો જન્મ થયો હોય તે તિથિ તથા નક્ષત્રનું નામ લઈને તે તિથિ તથા નક્ષત્રના દેવતાના નામથી ચાર આહુતિ આપવી. પ્રથમ તિથિની, દ્વિતીય તિથિના દેવતાની, તૃતીય નક્ષત્રની અને ચતુર્થ નક્ષત્રના દેવતાની એ પ્રમાણે ચાર આહુતિઓ, તે તિથિ તથા નક્ષત્ર અને તેના દેવતાઓનાં નામને ચતુર્થી વિભક્તિમાં બોલી અંતમાં સ્વાહા પદ લગાડીને આપવી. જેમકે કોઈ બાળકનો જન્મ પ્રતિપદા અને અશ્વિની નક્ષત્રમાં થયો હોય તો :-

**ओं प्रतिपदे स्वाहा । ओं ब्रह्मणे स्वाहा । ओम् अश्विन्यै स्वाहा । ओम् अश्विभ्यां स्वाहा ॥*** (गो०गृ० २ । ८ । १२ ॥)

.तत्पश्चात् पृष्ठ २९ ઉપર લખેલી સ્વિષ્ટકૃત મંત્ર (यदस्य) થી તથા ચાર વ્યાહૃતિ આહુતિ (ओं भूरग्नये વગેરે) એમ મળીને પાંચ આહુતિઓ આપવી. પછી બાળકને લઈને તેની માતા આસન પર બેસે અને તેનો પિતા બાળકના નાસિકા દ્વારથી નીકળતા વાયુનો સ્પર્શ કરીને :-

**कोऽसि कतमोऽसि कस्यासि को नामासि । यस्य ते नामामन्महि यं त्वा सोमेनातीतृपाम । भूर्भुवः स्वः सुप्रजाः प्रजाभिःस्याᳬसुवीरो वीरैः सुपोषः पोषैः** ॥ यजुः० अ० ७ । मं० २९ ॥

**ओं कोऽसि कतमोऽस्येषोऽस्यमृतोऽसि । आहस्पत्यं मासं प्रविशासौ** ॥ (मं०ब्रा० १ । १५ । १४)

**"असौ"** પદનાં સ્થાનમાં બાળકનું ઠરાવેલું નામ અર્થાત્ જો પુત્ર હોય તો નીચે લખ્યા પ્રમાણે બે અથવા ચાર અક્ષરનું ઘોષસંજ્ઞક તથા અંતસ્થ વર્ણ અર્થાત્ પાંચે વર્ગના પ્રથમ બે બે અક્ષર છોડીને ત્રીજો, ચોથો,

---

* તિથિ દેવતા :- ૧ બ્રહ્મન્; ૨ ત્વષ્ટૃ; ૩ વિષ્ણુ; ૪ યમ; ૫ સોમ; ૬ કુમાર; ૭ મુનિ; ૮ વસુ; ૯ શિવ; ૧૦ ધર્મ; ૧૧ રૂદ્ર; ૧૨ વાયુ; ૧૩ કામ; ૧૪ અનન્ત; ૧૫ વિશ્વેદેવ; ૩૦ પિતર.

નક્ષત્ર દેવતા :- અશ્વિની-અશ્વી । ભરણી-યમ । કૃત્તિકા-અગ્નિ । રોહિણી-પ્રજાપતિ । મૃગશીર્ષ-સોમ । આર્દ્રા-રુદ્ર । પુનર્વસુ-અદિતિ । પુષ્ય-બૃહસ્પતિ । આશ્લેષા-સર્પ । મઘા-પિતૃ । પૂર્વાફાલ્ગુની-ભગ । ઉત્તરાફાલ્ગુની-અર્યમન્ । હસ્ત-સવિતૃ । ચિત્રા-ત્વષ્ટા । સ્વાતિ-વાયુ । વિશાખા-ઈદ્રાગ્ની । અનુરાધા-મિત્ર । જ્યેષ્ઠા-ઈદ્ર । મૂલ-નિર્ઋતિ । પૂર્વાષાઢા-અપ । ઉત્તરાષાઢા-વિશ્વેદેવ । શ્રવણ-વિષ્ણુ । ધનિષ્ટા-વસુ । શતભિષજ-વરુણ । પૂર્વાભાદ્રપદા-અજપાદ । ઉત્તરાભાદ્રપદા- અહિર્બુધ્ન્ય । રેવતી-પૂષન્.

પાંચમો અને ય, ર, લ, વ. એ ચાર અક્ષર નામમાં અવશ્ય આવવા જોઈએ.* જેમકે :- દેવ અથવા જયદેવ. બ્રાહ્મણ હોય તો દેવશર્મા, ક્ષત્રિય હોય તો દેવવર્મા, વૈશ્ય હોય તો દેવગુપ્ત અને શૂદ્ર હોય તો દેવદાસ એ પ્રમાણે નામ રાખવું. જો પુત્રી હોય તો એક, ત્રણ અથવા પાંચ અક્ષરનું નામ રાખવું જેમકે :- શ્રીઃ હ્રીઃ, યશોદા, સુખદા, સૌભાગ્યપ્રદા ઇત્યાદિ.

---

* ग, घ, ङ, ज, झ, ञ, ड, ढ, ण, द, ध, न, ब, भ, म, આ ઘોપ અને य, र, ल, व, આ ચાર અંતસ્થ અને ह એક ઉષ્માક્ષર, આમાંનો એક પણ અક્ષર નામમાં અવશ્ય હોવો જોઈએ, અને સ્વરમાંથી કોઈપણ સ્વર હોવો જોઈએ. જેમકે :- ભદ્ર, ભદ્રસેન, દેવદત્ત, ભવ, ભવનાથ, નાગદેવ, રુદ્રદત્ત, હરિદેવ ઇત્યાદિ. પુરુષોનાં નામ સમાક્ષર હોવા જોઈએ. અને સ્ત્રીઓના વિપમાક્ષર હોવા જોઈએ. સ્ત્રીઓનાં નામ અંત્યમાં દીર્ઘ સ્વરવાળાં અથવા તદ્ધિતાન્ત્ય હોવા જોઈએ. જેમ કે :- શ્રી, હ્રી, યશોદા, સુખદા, ગાંધારી, સૌભાગ્યવતી, કલ્યાણી, ક્રોડા ઇત્યાદિ. પરંતુ સ્ત્રીઓનાં નામ (જે મનુ આદિ એ નિપિધ્ધ કહ્યાં છે.) તેવાં કદી ન રાખવાં જેમ કે :-

**नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्यपर्वतनामिकाम् ।**
**न पक्ष्यहिप्रेष्यनाम्नीं न च भीषणनामिकाम् ।।मनु० ३ । ९।।**

(ऋक्ष) રોહિણી, રેવતી ઇત્યાદિ (वृक्ष) ચંપા, તુલસી વગેરે, (नदी) ગંગા, યમુના, સરસ્વતી વગેરે, (अन्त्य) ચાંડાલી ઇત્યાદિ, (पर्वत) વિંધ્યાચળા; હિમાલયા ઇત્યાદિ, (पक्षी) કોકિલા, હંસા ઇત્યાદિ (अहि) સર્પિણી, નાગી ઇત્યાદિ (प्रेष्य) દાસી, કિંકરી ઇત્યાદિ (भयंकर) ભીમા, ભયંકરી, ચંડિકા ઇત્યાદિ નામો નિપિદ્ધ છે.

નામોને જાહેર બોલીને, પુનઃ **"असौ"** પદનાં સ્થાનમાં બાળકનું નામ રાખીને પુનઃ **"ओं कोऽसि०** ઉપરોક્ત મંત્ર બોલવો. પછી નિમ્નલિખિત મંત્રો વડે બાળકને જાતકર્મ સંસ્કારની પેઠે આશીર્વાદ આપવા :-

**ओं स त्वाह्ने परिददात्वहस्त्वा रात्र्यै परिददातु रात्रिस्त्वाहोरात्राभ्यां परिददात्वहोरात्रौ त्वार्द्धमासेभ्यः परिदत्तामर्द्धमासास्त्वा मासेभ्यः परिददतु मासास्त्वर्त्तुभ्यः परिददत्वृतवस्त्वा संवत्सराय परिददतु संवत्सरस्त्वायुषे जरायै परिददातु, असौ ॥**

આ પ્રમાણે બાળકનું નામ પાડીને સંસ્કારમાં આવેલા મનુષ્યોને એ નામ સંભળાવીને પૃષ્ઠ ૩૨-૩૩માં લખ્યા પ્રમાણે મહાવામદેવ્યગાન કરવું. તત્પશ્ચાત્ કાર્યાર્થ આવેલા મનુષ્યોનો આદરસત્કાર કરીને તેમને વિદાય કરવા અને સર્વે જતી વખતે પૃષ્ટ ૫ થી ૯માં લખ્યા પ્રમાણે (ओं विश्वानि देव० વગેરે આઠ મંત્રો વડે) ઈશ્વરસ્તુતિ પ્રાર્થનોપાસના કરીને બાળકને આશીર્વાદ આપે કે :-

**हे बालक ! त्वमायुष्मान् वर्च्चस्वी तेजस्वी श्रीमान् भूयाः ॥**

હે બાળક ! (તું) આયુષ્માન્, વિદ્યાવાન્, ધર્માત્મા, યશસ્વી, પુરુષાર્થી, પ્રતાપી, પરોપકારી તથા શ્રીમાન્ બન.

**॥ इति नामकरणसंस्कारविधिः समाप्तः ॥**

# ॥ अथ निष्क्रमणसंस्कारविधिं वक्ष्यामः ॥

બાળકને ઘરમાંથી બહાર, જ્યાંનો વાયુ શુદ્ધ હોય ત્યાં ભ્રમણ કરાવવા-ફેરવવા લઈ જવું તેને નિષ્ક્રમણ કહે છે. આ સંસ્કારનો સમય જે દિવસે ઠીક લાગે તે દિવસે અથવા ચોથા માસમાં અવશ્ય ભ્રમણ કરાવવું. એને માટે પ્રમાણો :-

**चतुर्थे मासि निष्क्रमणिका सूर्यमुदीक्षयति तच्चक्षुरिति ॥**

પારસ્કર ગૃહ્યસૂત્ર (૧ । ૧૭ । ૫-૬) નું વચન છે.

**जननाद्यस्तृतीयो ज्यौत्स्नस्तस्य तृतीयायाम् ॥**

આ ગોભિલ ગૃહ્યસૂત્ર (૨ । ૮ । ૧ - ૫ ॥) માં છે.

**અર્થ :-** નિષ્ક્રમણ સંસ્કાર કાલના બે ભેદ છે. એક બાળકના જન્મ પશ્ચાત્ ત્રીજા શુકલપક્ષની તૃતીયાએ અથવા ચોથા માસમાં જે તિથિએ બાળકનો જન્મ થયો હોય તે તિથિએ આ સંસ્કાર કરવો.

આ સંસ્કારને દિવસે પ્રાતઃકાલે સૂર્યોદય પછી બાળકને શુદ્ધ જલ વડે સ્નાન કરાવી, શુદ્ધ સુંદર વસ્ત્ર પહેરાવીને તેની માતા યજ્ઞશાલામાં લઈ આવે; અને પતિની જમણી બાજુએ થઈને તેની સામે આવી બાળકને પોતાના હાથમાં ચત્તો, ઉત્તરની તરફ માથું રાખી પતિના હાથમાં આપે. પછી પતિના પાછળથી આવી, પતિની ડાબી બાજુમાં પૂર્વાભિમુખ બેસે. પછી નિમ્નલિખિત ત્રણ મંત્રો વડે ઈશ્વરની આરાધના કરવી :-

**ओं यत्ते सुसीमे हृदयँ हितमन्तः प्रजापतौ । वेदाहं मन्ये तद् ब्रह्म माहं पौत्रमघं निगाम् ॥१॥**

**ओं यत्पृथिव्या अनामृतं दिवि चन्द्रमसि श्रितम् । वेदामृतस्याहं नाम माहं पौत्रमघँ रिषम् ॥२॥**

**ओम् इन्द्राग्नी शर्म यच्छतं प्रजायै मे प्रजापती । यथायं न प्रमीयेत पुत्रो जनित्र्या अधि ॥३॥** (मं० ब्रा० ૧ । ૫ । ૧૦-૧૨ ॥)

ત્યારબાદ પૃષ્ઠ ૫ થી પૃષ્ઠ ૨૯ સુધીનો ઈશ્વરોપાસના, સ્વસ્તિવાચન, શાંતિકરણ આદિ સામાન્ય પ્રકરણોક્ત સઘળો વિધિ (अग्न्याधान થી વ્યાહૃતિ આહુતિ સુધી) કરીને પુત્રના તરફ જોઈ નિમ્નલિખિત ત્રણ મંત્રો વડે પુત્રનાં માથાંને સ્પર્શ કરવો.

**ओम् अङ्गादङ्गात्सम्भवसि हृदयादधिजायसे । आत्मा वै पुत्रनामासि स जीव शरदः शतम् ॥१॥**

**ओं प्रजापतेष्ट्वा हिङ्कारेणावजिघ्रामि । सहस्त्रायुषाऽसौ जीव शरदः शतम् ॥२॥**

**गवां त्वा हिङ्कारेणावजिघ्रामि । सहस्रायुषोऽसौ जीव शरदः शतम् ॥३॥** (पा०गृ० ૧ । ૧૮ । ૨-૪॥)

તત્પશ્ચાત્ બાળકનો પિતા નિમ્નલિખિત મંત્ર બાળકના જમણા કાન આગળ પોતાનું મુખ રાખીને બોલે :-

**अस्मे प्र यन्धि मघवन्नृजीषिन्निन्द्र रायो विश्ववारस्य भूरेः । अस्मे शतँशरदो जीवसे धा अस्मे वीरञ्छश्वत इन्द्र शिप्रिन् ॥**

ऋ० मं० ३ अ० ३ सू० ३६ मं० १०

નિમ્નલિખિત મંત્ર બાળકના ડાબા કાન આગળ પોતાનું મુખ રાખી બોલે :-

**इन्द्र श्रेष्ठानि द्रविणानि धेहि चित्तिं दक्षस्य सुभगत्वमस्मे । पोषं रयीणामरीष्ठ तनूनां स्वाद्मानं वाचः सुदिनत्वमह्नाम् ॥**

ऋ० अ० २ मं० ३ सू० २१ मं० ६ ।

આ પ્રમાણેનો વિધિ થઈ રહ્યા પછી બાળકને તેની માતાના ખોળામાં બાળકનું માથું ઉત્તરમાં અને પગ દક્ષિણ દિશામાં રાખીને

આપવું. અને સ્ત્રીના માથાને પોતાનો હાથ કંઈ બોલ્યા વિના અડકાડવો. પશ્ચાત્ આનંદપૂર્વક ઊઠીને બાળકને સૂર્યનું દર્શન કરાવવું અને તે વખતે નિમ્નલિખિત મંત્ર બોલવો :-

**ओं तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतँ शृणुयाम शरदः शतं प्र ब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥** यजुः० अ० ३६ मं० २४

પશ્ચાત્ બાલકને શુદ્ધ વાયુમાં થોડું ભ્રમણ કરાવી યજ્ઞશાલામાં લાવવું. બાદ સર્વેએ નિમ્ન વચન બોલી બાળકને આશીર્વાદ આપવો :-

**"त्वं जीव शरदः शतं वर्द्धमानः" ॥**

તત્પશ્ચાત્ બાળકના માતાપિતા સંસ્કારમાં આવેલાં સ્ત્રીઓ અને પુરુપોનો યથાયોગ્ય સત્કાર કરીને વિદાય કરે, પછી જ્યારે રાત્રિમાં ચંદ્રમા પ્રકાશમાન થાય ત્યારે બાળકની માતા બાળકને શુદ્ધ વસ્ત્રો પહેરાવી, પતિની જમણી બાજુએથી પતિની સામે આવી બાળકને તેના હાથમાં બાળકનું માથું ઉત્તરમાં પગ દક્ષિણમાં રાખી આપે; અને પછી તેજ રસ્તેથી પાછી આવી, ડાબી બાજુએ આવી, પોતાની અંજલિ પાણીથી ભરી ચંદ્રની સન્મુખ ઉભી રહે.

નિમ્ન મંત્ર વડે પરમાત્માની સ્તુતિ કરી, તે જલ પૃથ્વી ઉપર છોડી દેવું.

**ओं यददश्चन्द्रमसि कृष्णं पृथिव्या हृदयँ श्रितम् ।**
**तदहं विद्वाꣳस्तत्पश्यन्माहं पौत्रमघँ रुदम् ॥१॥**

પશ્ચાત્ બાળકની માતા ફરીથી પતિની પાછળથી પતિના જમણા ભાગમાં થઈને સન્મુખ આવી, પતિના હાથમાંથી બાળકને લઈ, તેજ રસ્તે પાછી ડાબી બાજુએ આવી બાળકનું માથું ઉત્તર તરફ અને પગ દક્ષિણ તરફ રાખી ઊભી રહે અને બાળકનો પિતા પોતાની અંજલિ ભરીને **"ओं यददश्च०"** એજ મંત્ર વડે પરમેશ્વરની પ્રાર્થના કરીને, જલને પૃથ્વી પર નાંખી દે. પશ્ચાત્ બન્ને જણા પ્રસન્ન વદને ઘરમાં જાય.

**॥ इति निष्क्रमणसंस्कारविधिः समाप्तः ॥**

# ।। अथान्नप्राशनविधिं वक्ष्यामः ।।

બાળકની શક્તિ જયારે અન્ન પચાવવા યોગ્ય થાય ત્યારે "અન્નપ્રાશન" સંસ્કાર કરવો આમાં આશ્વલાયન ગૃહ્યસૂત્ર

(૧ । ૧૬ । ૧ । ૪-૫) નું પ્રમાણ :-

**षष्ठे मास्यन्नप्राशनम् ।।१।। घृतौदनं तेजस्कामः ।।२।। दधिमधुघृतमिश्रितमन्नं प्राशयेत् ।।३।।**

आश्व०गृ०सू०अ० १ कं० १६ सू० १-४-५ ।।

આ પ્રમાણે પારસ્કરાદિ ગૃહ્યસૂત્રોમાં પણ છે.

છઠ્ઠે મહિને બાળકને અન્નપ્રાશન કરાવવું, અને પોતાના બાળકને તેજસ્વી કરવું હોય તો, ઘી સાથે ભાત અથવા દહીં, ઘી તથા મધ એ ત્રણેની સાથે ભાત મેળવીને ખવરાવવો. આ સંસ્કારને દિવસે નિમ્નલિખિત વિધિ કરવો. પ્રથમ પૃષ્ઠ ૫ થી પૃષ્ઠ ૧૬ સુધીમાં લખ્યા પ્રમાણે (ઈશ્વરોપાસના, સ્વસ્તિવાચન, શાન્તિકરણ) વગેરે સંપૂર્ણ વિધિ કરીને જે દિવસે બાળકનો જન્મ થયો હોય, તેજ દિવસે અર્થાત્ તે તિથિએ આ સંસ્કાર કરવો; અને નીચે લખ્યા પ્રમાણે ભાત તૈયાર કરવો :-

**ओं प्राणाय त्वा जुष्टं प्रोक्षामि । ओम् अपानाय त्वा० । ओं चक्षुषे त्वा० । ओं श्रोत्राय त्वा० । ओम् अग्नये स्विष्टकृते त्वा० ।।**

ઉપરોક્ત પાંચે મંત્રોનો ભાવાર્થ એ છે કે ચોખાને ધોઈ બરાબર શુદ્ધ કરીને પકાવવા; અને શીઝતી વખતે ભાતમાં યથાયોગ્ય ઘી નાંખવું. જયારે બરાબર શીઝી રહે ત્યારે ઉતારી તેને જરા ઠંડો પડવા દઈ, પછી હોમ થાળીમાં નિમ્નલિખિત મંત્રો વડે કાઢવો :-

ओं प्राणायत्वा जुष्टं निर्वपामि । ओम् अपानाय त्वा० । ओं चक्षुषे त्वा० । ओं श्रोत्राय त्वा० । ओम् अग्नये स्विष्टकृते त्वा० ॥

ઉપરોક્ત પાંચ મંત્રો વડે કાર્યકર્તા યજમાને પુરોહિત તથા ઋત્વિજોને પૃથક્ પૃથક્ પાત્રોમાં ભાત કાઢી આપવો અને પોતે પણ લેવો. પશ્ચાત્ પૃષ્ઠ ૨૬માં લિખિત અગ્ન્યાધાન, સમિદાધાનાદિ કરીને પ્રથમ આઘારાવાજ્યભાગાહુતિ ચાર, વ્યાહૃતિ આહુતિ ચાર-મળીને આઠ ઘૃતની આહુતિ આપવી. પછી નિમ્ન મંત્રો વડે તે પકાવેલા ભાતની આહુતિ આપવી.

देवीं वाचमजनयन्त देवास्तां विश्वरूपाः पशवो वदन्ति । सा नो मन्द्रेषमूर्ज्जं दुहाना धेनुर्वागस्मानुप सुष्टुतैतु स्वाहा ॥ इदं वाचे - इदन्न मम ॥१॥ (ऋ० मं० ८ । १०० । ११ ॥)

वाजो नोऽअद्य प्र सुवाति दानं वाजो देवाँ ऋतुभिः कल्पयाति । वाजो हि मा सर्ववीरं जजान विश्वा आशा वाजपतिर्जयेयँ स्वाहा । इदं वाचे वाजाय - इदन्न मम ॥२॥ (यजुः० अ० १८ मं० ३३ ॥)

પશ્ચાત્ એજ ભાતમાં ઘી નાંખીને નિમ્ન મંત્રો વડે ચાર આહુતિઓ આપવી.

ओं प्राणेनान्नमशीय स्वाहा । इदं प्राणाय-इदन्न मम ॥१॥

ओम् अपानेन गन्धानशीय स्वाहा । इदमपानाय-इदन्न मम ॥२॥

ओं चक्षुषा रूपाण्यशीय स्वाहा । इदं चक्षुषे-इदन्न मम ॥३॥

ओं श्रोत्रेण यशोऽशीय स्वाहा । इदं श्रोत्राय-इदन्न मम ॥४॥

(पा०गृ० १ । १९ । ४ ॥)

પશ્ચાત્ ओं यदस्य कर्मणो० પૃષ્ઠ ૨૯ ઉપર લખ્યા પ્રમાણેની સ્વિષ્ટકૃત આહુતિ એક આપવી. તથા પૃષ્ઠ ૨૯ની વ્યાહૃતિ આહુતિ ચાર અને પૃષ્ઠ ૩૦ ઉપર લખેલી ओं त्वन्नो अग्ने० ઇત્યાદિ મંત્રો વડે

 

આઠ આજ્યાહુતિ મળીને બાર આહુતિઓ આપવી, તત્પશ્ચાત્ આહુતિ આપતા વધેલા ભાતમાં દહીં, મધ તથા ઘી યથાયોગ્ય મેળવી, બીજા સુગંધયુક્ત ભાત સાથે મેળવી બાળકને રુચિ પ્રમાણે નિમ્નલિખિત મંત્ર વડે તે ભાત થોડા થોડા ખવરાવવા :-

**ओम् अन्नपतेऽन्नस्य नो देह्यनमीवस्य शुष्मिणः । प्रप्र दातारं तारिष ऊर्ज्जं नो धेहि द्विपदे चतुष्पदे** ॥ યજુઃ૦ અ૦ ૧૧ મં૦ ૮૩ ॥

પશ્ચાત્ બાળકનું મુખ ધોઈ પોતાના હાથ ધોઈ નાંખી પૃષ્ઠ ૩૨-૩૩માં લખ્યા પ્રમાણે મહાવામદેવ્યગાન કરીને બાળકનાં માતાપિતા તથા અન્ય વૃધ્ધ સ્ત્રી પુરુષો સંસ્કારમાં આવ્યાં હોય, તેઓ પરમાત્માની પ્રાર્થના કરીને નિમ્ન વાકય બોલીને બાળકને આશીર્વાદ આપે :-

**त्वमन्नपतिरन्नादो वर्धमानो भूयाः** ॥

પશ્ચાત્ સંસ્કારમાં આવેલા પુરુષોનો સત્કાર બાળકના પિતાએ અને સ્ત્રીઓનો સત્કાર બાળકની માતાએ કરી સર્વને પ્રસન્નતા પૂર્વક વિદાય કરવા.

**॥ इत्यन्नप्राशनसंस्कारविधिः समाप्तः ॥**

# ॥ अथ चूडाकर्मसंस्कारविधिं वक्ष्यामः ॥

આ ચૂડાકર્મ સંસ્કાર આઠમો છે; એને કેશચ્છેદન સંસ્કાર પણ કહે છે. એને માટે આશ્વલાયનનો મત આ પ્રમાણે છે :-

**तृतीये वर्षे चौलम् ॥१॥ उत्तरतोऽग्नेर्ब्रीहियवमाषतिलानां शरावाणि निदधाति ॥२॥** (आश्व० गृ० सू० अ० १ कं० १७ सू० १-२ ॥)

આ રીતે પારસ્કર ગુહ્યસૂત્રાદિમાં પણ છે :-

**सांवत्सरिकस्य चूडाकरणम् ॥** (पार०गृ०सू०कां २ कं० १। सू० १।)

આ પ્રમાણે ગોભિલીય ગૃહ્યસૂત્રનો પણ મત છે.

આ ચૂડાકર્મ અર્થાત્ મુંડન બાળકના જન્મથી ત્રીજા અથવા પ્રથમ વર્પમાં, ઉત્તરાયણકાલ શુકલપક્ષમાં જે દિવસે આનંદ-મંગલ હોય ત્યારે આ સંસ્કાર કરવો.

**વિધિ :** પ્રારંભમાં પૃ. ૫ થી ૩૩ લિખિત સંપૂર્ણ વિધિ કરવી. પછી માટીનાં ચાર કોડિયાં (અગર ખાખરી કે બીજા કોઈ પાંદડાંના પડિયા લઈને) એકમાં ચોખા, બીજામાં જવ, ત્રીજામાં અડદ અને ચોથામાં તલ ભરીને વેદીની ઉત્તર દિશામાં મૂકવાં; અને પછી પૃ. ૨૭ લિખિત **"ओम् अदितेऽनुमन्यस्व०"** વગેરે ત્રણ મંત્રો વડે કુંડની ત્રણે બાજુ અને **"ओं देव सवितः प्रसुव०"** એ મંત્ર વડે ચારેય બાજુ જલ સિંચન કરવું. પછી પૃ. ૨૬ લિખિત અગ્ન્યાધાન, સમિદાધાન કરી અગ્નિ પ્રદીપ્ત કરી, જે સમિધા પ્રદીપ્ત થઈ હોય તેના પર પૃ. ૨૮-૨૯ લિખિત આઘારાવાજ્ય ભાગાહુતિ ચાર અને વ્યાહૃતિ આહુતિ ચાર તથા પૃષ્ઠ ૩૦-૩૧માં લખેલી **(ओम् त्वन्नो अग्ने०)** ઇત્યાદિ મંત્રો વડે આઠ આજ્યાહુતિ બધી મળીને સોળ આહુતિ આપવી. પછી પૃષ્ઠ ૨૯માં લખેલા **"ओं भूर्भुवः स्वः । अग्न आयूंषि०"** ઈત્યાદિ મંત્રો વડે ચાર

  

આહુતિ પ્રધાન હોમની આપી, ફરીથી પૃષ્ઠ ૨૯ પ્રમાણે વ્યાહૃતિ આહુતિ ચાર તથા સ્વિષ્ટકૃત્ આહુતિ એક મળી પાંચ ઘૃતની આહુતિ આપવી.

આટલું કાર્ય કર્યા પછી કાર્યકર્ત્તા યજમાને પરમાત્માનું ધ્યાન ધરી વાણંદના સામું જોઈ નિમ્ન મંત્ર બોલવો :-

**ओम् आयमगन्त्सविता क्षुरेणोष्णेन वाय उदकेनेहि । आदित्या रुद्रा वसव उन्दन्तु सचेतसः सोमस्य राज्ञो वपत प्रचेतसः ।। अथर्व० कां० ६ । सू० ६८ मं० १ ।।**

પશ્ચાત્ પિતાએ બાળકની પાછળ બેસી કિંચિત્ ઉષ્ણ અને શીત જલ બે પાત્રોમાં લેવું. પશ્ચાત્-

**ओम् उष्णेन वाय उदकेनेहि० ।।** (पार० गृ० २ । १ । १६ ।।)

મંત્ર બોલી તે બન્ને પાત્રમાંનું જલ એકમાં કરી નાખવું, પશ્ચાત્ થોડું પાણી અને થોડું માખણ અથવા દહીંની ઉપરની મલાઈ લઈને નિમ્ન મંત્રો બોલીને તે પાણી તથા માખણ ઘસવું.

**ओम् अदितिः श्मश्रु वपत्वाप उन्दन्तु वर्चसा । चिकित्सतु प्रजापतिर्दीर्घायुत्वाय चक्षसे ।।१।।**अथर्व० कां० ६ । सू० ६८ । (मं० २ ।।)

**ओं सवित्रा प्रसूता दैव्या आप उन्दन्तु ते तनूं दीर्घायुत्वाय वर्चसे ।।२।।** (पा०गृ० २ । १ । ९ ।।)

પશ્ચાત્ શિરના વાળમાં ત્રણ વાર હાથ ફેરવી વાળને બરાબર પલાળવા. પશ્ચાત્ કાંસકી વડે વાળને ઓળીને એકઠા કરવા. અર્થાત્ છૂટા ન રહે. પછી નિમ્નલિખિત મંત્ર બોલી ત્રણ દર્ભ લઈને જમણી બાજુના વાળને હાથથી દબાવવા :-

**ओम् ओषधे त्रायस्वैनं० ।।** (ब्रा० १ । ६ । ९ ।।)

પછી નિમ્ન મંત્ર બોલી અસ્ત્રા સામું જોવું.

**ओं विष्णोर्दꣳष्ट्रोऽसि ॥** (मं० ब्रा०प्र० १ खं० ६ मं० ४ ॥)

પશ્ચાત્ નિમ્ન મંત્રનો જપ કરી અસ્ત્રાને જમણા હાથમાં લેવો.

**ओं शिवो नामासि स्वधितिस्ते पिता नमस्तेऽअस्तु मा मा हिꣳसीः ॥**

यजुः० अ० ३ मं० ६३ ॥

પશ્ચાત્ નિમ્ન બન્ને મંત્રો બોલી અસ્ત્રો તથા દર્ભ વાળની પાસે લઈ જવાં.

**ओं स्वधिते मैनꣳहिꣳसीः ॥**

(यजुः० अ० ४ मं० १ ॥ मं० ब्रा० १ । ६ । ६ ॥)

**ओं निवर्त्तयाम्यायुषेऽन्नाद्याय प्रजननाय रायस्पोषाय सुप्रजास्त्वाय सुवीर्याय ॥** (यजुः० अ० ३ । मं० ६३ ॥)

નિમ્ન મંત્ર બોલી દર્ભસહિત તે વાળને કાપવા.*

**ओं येनावपत्सविता क्षुरेण सोमस्य राज्ञो वरुणस्य विद्वान् । तेन ब्रह्माणो वपतेदमस्य गोमानश्ववानयमस्तु प्रजावान् ॥**

अथ० कां० ६ सू० ६८ । (मं० ३ ॥)

પશ્ચાત્ એ કાપેલા વાળ અને દર્ભ શમી વૃક્ષના પાંદડા સહિત, (અર્થાત્ પ્રથમથી લાવી રાખી, અહીં મૂકવાં જોઈએ) બાળકનાં માતાપિતા એક શકોરામાં મૂકે. જો કેશ છેદન વખતે કોઈ વાળ ઊડીને બહાર પડ્યો હોય તો તે છાણ વડે ઉઠાવીને તે શકોરામાં અથવા તેની પાસે મૂકવો. તત્પશ્ચાત્ નિમ્ન મંત્ર વડે બીજી વાર બીજી બાજુના વાળ કાપી એજ પ્રમાણે શકોરામાં મૂકવા.

**ओं येन धाता बृहस्पतेरग्नेरिन्द्रस्य चायुषेऽवपत् । तेन त आयुषे वपामि सुश्लोक्याय स्वस्तये ॥** (आश्व०गृ०सू०अ० १ कं० १७ सौ० मं० १२ ॥)

---

* કેશ છેદનની રીતિ આ પ્રમાણે છે :- દર્ભ તથા કેશ બંને યુક્તિથી બન્ને બાજુ પકડીને વાળની વચ્ચેથી અસ્ત્રા વડે કાપવા અથવા કાતર વડે કાપવા પણ ઠીક છે.

  

તત્પશ્ચાત્ નિમ્ન મંત્ર વડે ત્રીજી વાર એજ પ્રમાણે કેશ કાપવા.

**ओं येन भूयश्च रात्र्यां ज्योक् च पश्याति सूर्यम् । तेन त आयुषे वपामि सुश्लोक्याय स्वस्तये ॥**

(आश्व०गृ०सू०अ० १ कं० १७ सौ० मं० १२ ॥)

પશ્ચાત્ ઉપર લખેલા ત્રણ મન્ત્રો અર્થાત્ **"ओं येनावपत्०" "ओं येनधाता०" "ओं येनभूयश्च०"** તથા એક નિમ્ન મંત્ર બોલવો :-

**ओं येन पूषा बृहस्पतेर्वायोरिन्द्रस्य चावपत् । तेन ते वपामि ब्रह्मणा जीवातवे जीवनाय दीर्घायुष्ट्वाय वर्चसे ॥**

(सा०मं०ब्रा०प्रपा० १ खं० ६ मं० ७ ॥)

આ ચાર મંત્રો બોલીને એજ પ્રમાણે ચોથી વાર કેશ કાપવા.

પરંતુ ચોથી વાર વાળ કાપતી વખતે **"येन पूषा०"** ને બદલે નિમ્નલિખિત મંત્ર બોલવો :-

**ओं येन भूरिश्चरा दिवं ज्योक् च पश्चाद्धि सूर्यम् । तेन ते वपामि ब्रह्मणा जीवातवे जीवनाय सुश्लोक्याय स्वस्तये ॥१॥**

(पार० गृ० सू० कां० २ कं० १ सो० मं० १६ ॥)

ઉપર પ્રમાણે પ્રથમ જમણી બાજુના કેશ કાપવાનો વિધિ પૂરો થયા પછી ડાબી બાજુના કેશ કાપવાનો વિધિ કરવો. તત્પશ્ચાત્ પછવાડેના તથા આગળના વાળ કાપવા.

પ્રથમ નિમ્ન મંત્ર બોલી માથાની પાછળના વાળ ફરી એકવાર કાપી એજ મંત્ર ફરીથી બોલતો જવો અને બાળકનાં માથા ઉપર પોતાનો હાથ ઊંધો ફેરવવો અને પછી મંત્ર પૂરો થયા પછી અસ્ત્રો વાળંદના હાથમાં આપી દેવો.

**ओं त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् । यद्देवेपु त्र्यायुषं तन्नो अस्तु त्र्यायुषम् ॥** (यजुः० अ० ३ मं० ६२ ॥)

પશ્ચાત્ નિમ્ન મંત્ર બોલી વાણંદની પાસે અસ્ત્રાને સારી ધાર કાઢવા સૂચવવું.

**ओं यत्क्षुरेण मर्चयता सुपेशसा वप्ता वपसि केशान् । शुन्धि शिरो मास्यायुः प्र मोषीः ॥** (आश्व०गृ० १ । १७ । १५ ॥)

બાળકના પિતાએ વાણંદને કહેવું કે આ શીતોષ્ણ જલ વડે બાળકનું માથું સારી રીતે હલકા હાથે ભિંજવીને સાવધાનીથી અસ્ત્રો લાગે નહીં તેવી રીતે મુંડ. આટલું કહીને પશ્ચાત્ યજ્ઞકુંડની ઉત્તર દિશામાં વાણંદને બેસાડી, તેની સામે બાળકને પૂર્વાભિમુખ બેસાડી માથામાં જેટલા વાળ રાખવા હોય તેટલા રાખવા. અર્થાત્ પાંચેય બાજુ થોડા-થોડા વાળ રાખવા અથવા કોઈ એક બાજુ થોડા રાખવા. બાકીના મુંડાવી નાખવા અથવા પ્રથમ બધા વાળ કઢાવી નખાવી પછીથી બીજી વારના ઊગે તે રખાવવા ઠીક છે.

ક્ષૌર થઈ રહે પછી કુંડની પાસે મૂકેલાં કોડીયાંમાંના પદાર્થો વાણંદને આપી દેવા અને મુંડન કરેલા વાળ તથા દર્ભ, છાણ, શમીપત્ર વગેરે પણ વાણંદને લઈ જવા કહેવું. તે વાળ તથા દર્ભ વગેરે વાણંદે લઈ જઈને જંગલમાં એક ખાડો ખોદી તેમાં દાટી દઈ ઉપર માટી નાખવી અથવા તળાવ, ગોશાળા કે નદીને કિનારે લઈ જઈને દાટી દેવા અથવા વાણંદની સાથે કોઈને મોકલીને તે પ્રમાણે કરાવી લેવું. વાણંદને વસ્ત્ર અથવા ધનથી સંતુષ્ટ કરવો.

ક્ષૌર કર્મ પૂર્ણ થયા પછી બાળકનાં માથામાં માખણ અથવા દહીંની ઉપરની મલાઈ ઘસી, સ્નાન કરાવી, ઉત્તમ વસ્ત્રો પહેરાવી,

બાળકના પિતાએ તેને પોતાની પાસે શુભાસન ઉપર પૂર્વાભિમુખ બેસાડવો અને પૃષ્ઠ ૩૨માં લખ્યા પ્રમાણે સામવેદનું મહાવામદેવ્યગાન કરી, બાળકની માતા સ્ત્રીઓનો અને પિતા પુરુષોનો યથાયોગ્ય સત્કાર કરી તેમને વિદાય કરે; તેઓએ જતી વખતે તથા બાળકના માતા-પિતાએ પરમેશ્વરનું ધ્યાન ધરવું. તથા નિમ્ન મંત્ર બોલી બાળકને આશીર્વાદ દેવો.

**"ओं त्वं जीव शरदः शतं वर्धमानः" ॥**

બાળકનાં માતાપિતાંએ પ્રસન્ન રહી બાળકને પ્રસન્ન રાખવું. આશીર્વાદ આપીને સર્વ પોતાના ઘેર જાય.

**॥ इति चूडाकर्मसंस्कारविधिः समाप्तः ॥**

# ॥ अथ कर्णवेधसंस्कारविधिं वक्ष्यामः ॥

अत्र प्रमाणम्-कर्णवेधो वर्षे तृतीये पञ्चमे वा ॥१॥ આ આશ્વલાયન ગૃહ્યસૂત્રનું વચન છે.

બાળકના કર્ણ અથવા નાસિકા વિંધવાનો સમય જન્મથી ત્રીજા અથવા પાંચમા વર્ષમાં છે.

જે દિવસ કર્ણ કે નાસિકા વિંધવાનો નક્કી કર્યો હોય, તે દિવસે બાળકને પ્રાતઃકાલમાં શુદ્ધ જલ વડે સ્નાન કરાવી, વસ્ત્રાલંકાર ધારણ કરાવી, બાળકની માતા યજ્ઞશાલામાં લઈ આવે ત્યાર બાદ પૃષ્ઠ ૫ થી ૩૩ સુધીમાં લખેલો સઘળો વિધિ કરીને બાળકની આગળ કાંઈ ખાવાનો પદાર્થ અથવા રમવાનું સાધન મૂકીને, ચરક સુશ્રુતાદિ વૈદક ગ્રંથોને જાણનાર સદ્વૈદ્ય કે જે નસ આદિ બચાવીને વિંધી શકે, તેના હાથે કાન અથવા નાક વિંધાવવા.

નિમ્ન મંત્ર બોલીને જમણો કાન વિંધાવવો.

**ओं भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।**
**स्थिरैरङ्गैस्तुष्टुवाँसस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥**

यजुः० अ० २५ मं० २१

પશ્ચાત્ નિમ્ન મંત્ર બોલીને ડાબો કર્ણ વિંધાવવો.

**ओं वक्ष्यन्ती वेदा गनीगन्ति कर्णं प्रियँसखायं परिषस्वजाना ।**
**योषेव शिङ्क्ते वितताधि धन्वज्ज्या इयँसमने पारयन्ती ॥**

यजुः० अ० २९ मं० ४०

પશ્ચાત્ વૈદ્યોએ છિદ્રોમાં સળી ઘાલી મૂકવી કે જેથી છિદ્ર પુરાઈ જાય નહિ; અને તેના ઉપર એવી ઔષધિ લગાવવી કે જેથી કાન પાકે નહિ અને જલદીથી રુઝાઈ જાય.

॥ इति कर्णवेधसंस्कारविधिः समाप्तः ॥

# ॥ अथोपनयन* संस्कारविधिं वक्ष्यामः ॥

अत्र प्रमाणानि - अष्टमे वर्षे ब्राह्मणमुपनयेत् ॥१॥ गर्भाष्टमे वा ॥२॥ एकादशे क्षत्रियम् ॥३॥ द्वादशे वैश्यम् ॥४॥ आषोडशाद् ब्राह्मणस्यानतीतः कालः ॥५॥ आद्वाविंशात्क्षत्रियस्य, आचतुर्विंशाद्वैश्यस्य, अत ऊर्ध्वं पतितसावित्रीका भवन्ति ॥६॥

આંશ્વલાયન ગૃહ્યસૂત્ર (૧૧૧૯૧૧-૬)નું પ્રમાણ છે. આ પ્રમાણે પારસ્કરાદિ ગૃહ્યસૂત્રોમાં પણ છે.

**અર્થ :-** જે દિવસે જન્મ થયો હોય, અથવા જે દિવસે ગર્ભ રહ્યો હોય તેનાથી આઠમે વર્ષે બ્રાહ્મણનો, જન્મ અથવા ગર્ભથી અગિયારમે વર્ષે ક્ષત્રિયનો અને જન્મ અથવા ગર્ભથી બારમા વર્ષમાં વૈશ્યના બાળકનો યજ્ઞોપવીત સંસ્કાર કરવો. બ્રાહ્મણનો સોળમા, ક્ષત્રિયનો બાવીસમા અને વૈશ્યનો ચોવીસમા વર્ષ પહેલાં આ સંસ્કાર થવો જોઈએ. જો એટલી મુદતમાં ન થાય તો પછી તેઓને પતિત માનવા. ॥૧-૬॥

**श्लोकः-** ब्रह्मवर्चसकामस्य कार्यं विप्रस्य पञ्चमे ।
राज्ञो बलार्थिनः षष्ठे वैश्यस्येहार्थिनोऽष्टमे ॥

આ મનુ સ્મૃતિ (૨।૩૭)નું વચન છે.

જેને જલદીથી વિદ્યા, બળ તથા વ્યવહાર કરવાની ઇચ્છા હોય અને જો તે બાળક પણ ભણવામાં સમર્થ હોય, તો બ્રાહ્મણના બાળકનો પાંચમે વર્ષે, ક્ષત્રિયના બાળકનો છઠ્ઠે વર્ષે અને વૈશ્યના બાળકનો આઠમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવો. પરંતુ બાળકના માતાપિતાનો વિવાહ પૂર્ણ યુવાવસ્થા અર્થાત્ યથાયોગ્ય બ્રહ્મચર્ય પાલન કર્યા પછી

---

* ઉપ=સમીપ અને નયન=પ્રાપ્ત કરવું અથવા થવું .

થયો હોય તો જ આ વાત સંભવે છે. કારણ કે તેઓનાંજ બાળકો એવાં ઉત્તમ બુદ્ધિમાન અને ભણવામાં શીઘ્ર બુદ્ધિવાળાં થાય છે. જ્યારે એમ માલૂમ પડે કે બાળકનું શરીર અને બુદ્ધિ ભણવા યોગ્ય થયાં છે ત્યારે પણ યજ્ઞોપવીત કરે.

**યજ્ઞોપવીતનો સમય :-** ઉત્તરાયણ સૂર્ય અને -

**वसन्ते ब्राह्मणमुपनयेत् । ग्रीष्मे राजन्यम् । शरदि वैश्यम् । सर्वकालमेके ॥** આ શતપથ બ્રાહ્મણ (૨ા૧ા૩ા૫)નું વચન છે.

**અર્થ :** બ્રાહ્મણનું વસંત, ક્ષત્રિયનું ગ્રીષ્મ અને વૈશ્યનું શરદઋતુમાં યજ્ઞોપવીત કરવું, અથવા સર્વ ઋતુઓમાં ઉપનયન થઈ શકે છે આ સંસ્કાર પ્રાતઃકાળમાં જ થાય છે.

**पयोव्रतो ब्राह्मणो यवागूव्रतो राजन्य आमिक्षाव्रतो वैश्यः ॥शत०ब्रा०॥**

આ શતપથ બ્રાહ્મણનું વચન છે.

જે દિવસે બાળકનું યજ્ઞોપવીત કરવું હોય તેનાથી ત્રણ અથવા એક દિવસ પૂર્વે બાળકને ત્રણ અથવા એક વ્રત કરાવવું જોઈએ. એ વ્રતમાં બ્રાહ્મણના છોકરાએ માત્ર દૂધ પીને, ક્ષત્રિયના છોકરાએ જવની રાબ અને વૈશ્યના છોકરાએ શ્રીખંડ અથવા જેને શીખંડ પણ કહે છે જે ચારગણું દહીં, દૂધ એક ગણું, તથા યથાયોગ્ય ખાંડ, કેસર નાખીને કપડાથી છીણીને-ગાળીને બનાવવામાં આવે છે તે ખાઈને રહેવું જોઈએ. આ સિવાય અન્ય પદાર્થો નહીં ખાવા, જ્યારે-જ્યારે ભૂખ લાગે ત્યારે ત્યારે ઉપરોક્ત પદાર્થો જ ખાવા.

**વિધિ :-** જે દિવસે ઉપનયન કરવું હોય તેના આગલા દિવસે બધી સામગ્રી એકઠી કરી બરાબર શોધન કરી લેવી અને પછી પ્રાતઃકાલમાં વેદીની આસપાસ સામગ્રી તથા સંસ્કારોપયોગી અન્ય પદાર્થો પ્રથમથી યથાસ્થાને મૂકી દેવા, પશ્ચાત્ બાળકની હજામત કરાવી, શુદ્ધ જલ વડે સ્નાન કરાવી, શુદ્ધ વસ્ત્ર પહેરાવી, તેને કંઈ

મિષ્ટાન્ન ખવરાવી યજ્ઞ મંડપમાં પિતા અથવા આચાર્ય વેદીના પશ્ચિમ ભાગમાં સુંદર આસન ઉપર પૂર્વાભિમુખ બેસાડે. પછી બાળકના પિતાએ પૃષ્ઠ ૨૪માં લખ્યા પ્રમાણે ઋત્વિજ વરણ કરવું ત્યારબાદ તે ઋત્વિજોએ પોત-પોતાનાં આસન ઉપર બેસીને બાળકના પિતા સહિત સર્વેએ આચમન આદિ ક્રિયા કરવી.

પશ્ચાત્ કાર્ય કર્ત્તા (બાળકનો પિતા અથવા બીજો જે જનોઈ આપવા બેઠો હોય તે) બાળકને મુખે નિમ્ન પ્રમાણે બોલાવે :-

**ब्रह्मचर्यमागाम् । ब्रह्मचार्यसानि ॥** (पार०गृ० २ ।२।६॥)

પછી આચાર્ય નિમ્ન મંત્ર બોલી બાળકને સુંદર વસ્ત્ર અને ઉપવસ્ત્ર પહેરાવે.

**ओं येनेन्द्राय बृहस्पतिर्वासः पर्यदधादमृतम् । तेन त्वा परिदधाम्यायुषे दीर्घायुत्वाय बलाय वर्चसे ॥** (पार०गृ० २।२।७॥)

તત્પશ્ચાત્ બાળક આચાર્યની સામે બેસે, અને યજ્ઞોપવીત હાથમાં લઈને નિમ્ન મંત્રો બોલીને આચાર્ય ડાબા ખભા ઉપર કંઠની પાસેથી માથુ વચમાં રહે અને જમણા હાથની બગલની નીચેથી કટિસુધી આવે એવી જનોઈ ધારણ કરાવે.

**ओं यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत्सहजं पुरस्तात् । आयुष्यमग्रयं प्रतिमुञ्च शुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः ॥१॥**

**यज्ञोपवीतमसि यज्ञस्य त्वा यज्ञोपवीतेनोपनह्यामि ॥२॥**

(पार०गृ० २।२।११॥)

તત્પશ્ચાત્ બાળકને પોતાની જમણી બાજુએ બેસાડી ઈશ્વરની સ્તુતિ, પ્રાર્થનોપાસના, સ્વસ્તિવાચન, શાન્તિકરણનો પાઠ કરવો. પછી સમિદાધાન, અગ્ન્યાધાન કરીને - **"ओम् अदितेऽनुमन्यस्व०"** વગેરે પૂર્વોક્ત ચાર મંત્રોથી પૂર્વોક્ત રીતિથી કુંડની ચારે તરફ જલસિંચન

કરવું. પશ્ચાત્ આજ્યાહુતિ આપવાનો આરંભ કરવો.

વેદીમાં પ્રદીપ્ત થયેલી સમિધાને લક્ષ્ય કરીને આજ્યસ્થાલીમાંથી ચમચામાં ઘૃત લઈને- "આઘારાવાજ્યભાગાહુતિ" (અર્થાત્ ओम् अग्नये स्वाहा० આદિ) ચાર અને વ્યાહૃતિ આહુતિ (અર્થાત્ ओं भूरग्नये० આદિ) ચાર તથા આજ્યાહુતિ (અર્થાત્ त्वन्नो अग्ने० આદિ) આઠ આ ત્રણેય મળીને સોળ આહુતિઓ આપવી.

ત્યારબાદ બાળકના હાથે પ્રધાન હોમ માટે જે કંઈ વિશેપ શાકલ્ય બનાવેલ હોય તેની આહુતિઓ નિમ્ન મંત્રો વડે અપાવવી- "ओं भूर्भुवः स्वः । अग्न आयूंषि०" પૃષ્ઠ ૨૯માં લિખિત ચાર આજ્યાહુતિ આપવી.

તત્પશ્ચાત્ નિમ્ન પાંચ મંત્રોથી પાંચ આજ્યાહુતિ અપાવવી.

**ओम् अग्ने व्रतपते व्रतं चरिष्यामि तत्ते प्रब्रवीमि तच्छकेयम् । तेनर्ध्यासमिदमहमनृतात्सत्यमुपैमि स्वाहा ॥ इदमग्नये-इदन्न मम ॥१॥**

**ओं वायो व्रतपते०* स्वाहा ॥ इदं वायवे - इदन्न मम ॥२॥**

**ओं सूर्य व्रतपते०* स्वाहा ॥ इदं सूर्याय - इदन्न मम ॥३॥**

**ओं चन्द्र व्रतपते०* स्वाहा ॥ इदं चन्द्राय - इदन्न मम ॥४॥**

**ओं व्रतानां व्रतपते०* स्वाहा ॥ इदमिन्द्राय व्रतपतये - इदन्न मम ॥५॥**

(सा०मं०ब्रा० प्रपा० १ खं० ६-९-१३)

ઉપરોક્ત પાંચ મંત્રો વડે પાંચ આહુતિઓ આપ્યા બાદ નીચેના મંત્રો વડે ચાર વ્યાહૃતિ આહુતિ, તથા એક સ્વિષ્ટકૃત આહુતિ અને પ્રાજાપત્યાહુતિ એક મળીને એકંદર છ આહુતિઓ ઘૃતની અપાવવી:

---

* આની આગળ "व्रतं चरिष्यामि" વગેરે સંપૂર્ણ મંત્ર બોલવો જોઈએ.

બાળકના હાથે ઉપરોક્ત પંદર આહુતિઓ અપાવ્યા પછી આચાર્ય યજ્ઞકુંડની ઉત્તરમાં પૂર્વાભિમુખે બેસે અને બાળક આચાર્યની સન્મુખ પશ્ચિમાભિમુખે બેસે. ત્યાર બાદ આચાર્ય બાળકનાં સામુ જોઈને નીચના મંત્રનો જપ કરે :-

**ओम् आगन्त्रा समगन्महि प्रसुमर्त्यं युयोतन । अरिष्टाः संचरेमहि स्वस्ति चरतादयम् ॥** (मं०-ब्रा० १ । ६ । १४ ॥)

ત્યાર પછી બાળકે નીચે પ્રમાણે બોલવું :-

**ओं ब्रह्मचर्यमागामुप मा नयस्व ॥** (मं०ब्रा० १ । ६ । १६ ॥)

આચાર્ય- **को* नामासि ॥** (मं०ब्रा० १ ।६।१७॥)

બાળક- **एतन्नामास्मि●** (मं०ब्रा० १।६।१८॥)

તત્પશ્ચાત્ બાળકની જમણી હસ્તાંજલિ શુદ્ધ જલ વડે નીચેના ત્રણ મંત્રો બોલીને ભરવી :-

**ओम् आपो हि ष्ठा मयोभुवस्ता न ऊर्ज्जे दधातन । महे रणाय चक्षसे ॥१॥**

**यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः । उशतीरिव मातरः ॥२॥**

**तस्मा अरं गमाम वो यस्य क्षयाय जिन्वथ । आपो जनयथा च नः ॥३॥**

(यजुः० अ० ३६ । मं० १४-१६ ॥)

તત્પશ્ચાત્ નીચેનો મંત્ર બોલી આચાર્યે પોતાની અંજલિ ભરવી અને તેનું પાણી બાળકની અંજલિમાં રેડવું.

**ओं तत्सवितुर्वृणीमहे वयं देवस्य भोजनम् । श्रेष्ठं सर्वधातमं तुरं भगस्य धीमहि ॥** (ऋ० मं० ५ । ८२ । १ ॥)

---

* તારું નામ શું છે, એમ પૂછવું.

● મારું અમુક નામ છે

  

આ પ્રમાણે બાળકની અંજલિમાં પોતાની અંજલિ ખાલી કરીને બાળકની હસ્તાંજલિ અંગુઠા સહિત પકડીને નીચેનો મંત્ર બોલીને બાળકની હસ્તાંજલિનું પાણી પાત્રમાં રેડાવી દેવું.

**ओं देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यां हस्तं गृह्णाम्यसौ*** (आश्व०गृ० १ । २० । ४ ॥)

ઉપર પ્રમાણે બીજીવાર બાળકની અંજલિ ભરી તેમાં પોતાની અંજલિનું પાણી રેડીને બાળકની હસ્તાંજલિ અંગુષ્ઠ સહિત પકડીને, નિમ્ન મંત્ર બોલીને બાળકની અંજલિનું પાણી તરભાણામાં રેડાવી દેવું.

**ओं सविता ते हस्तमग्रभीत्, असौ*** ॥ (आश्व० गृ० १।२०।४॥)

વળી ત્રીજી વાર એજ પ્રમાણે અંજલિ અંગુષ્ટ સહિત પકડીને નિમ્ન મંત્ર બોલીને બાળકની અંજલિનું પાણી તરભાણામાં રેડવું.

**ओम् अग्निराचार्यस्तव, असौ*** ॥ (आश्व०गृ० १।२०।५॥)

પશ્ચાત્ મંડપની બહાર આવી સૂર્યની સામે ઉભા રહી આચાર્ય નિમ્નલિખિત બે મંત્રો બોલી બાળકને સૂર્યનું દર્શન કરાવે :-

**ओं देव सवितरेष ते ब्रह्मचारी तं गोपाय समामृत ॥१॥** (आश्व०गृ० १।२०।६॥)

**तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतँ शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥२॥** (यजु० ३६ ।२४॥)

ઉપર પ્રમાણે સૂર્યાવલોકન કરાવીને બાળકસહિત આચાર્યે યજ્ઞશાળામાં આવી, કુંડની ઉત્તરમાં બેસી, નિમ્ન મંત્રો બોલવા; અને બાળકે આચાર્યની પ્રદક્ષિણા કરી આચાર્યની સન્મુખ બેસવું.

---

* असौ પદના સ્થાનમાં બાળકનું નામ સંબોધનાન્ત બોલવું.

**ओं युवा सुवासाः परिवीत आगात्स उ श्रेयान् भवति जायमानः ॥**
(ऋ० ३ । ८ ।४॥)

**ओं सूर्यस्यावृतमन्वावर्त्तस्व, असौ*** ॥ (मं०ब्रा० १।६।२०॥)

પશ્ચાત્ બાળકના જમણા ખભા ઉપર આચાર્યે પોતાના જમણા હસ્તનો સ્પર્શ કરી તે ઉપર કપડું ઢાંકી નીચેનો મંત્ર બોલવો :-

**ओं प्राणानां ग्रन्थिरसि मा विस्रसोऽन्तक इदं ते परिददामि, अमुम्*** ॥१॥ (सा०मं०ब्रा०प्र० १ खं० ६ म० २१ ॥)

પશ્ચાત્ બાળકના પેટ પર હસ્તનો સ્પર્શ કરી એજ પ્રમાણે નીચેનો મંત્ર બોલવો :-

**ओम् अहुर इदं ते परिददामि, अमुम्*** ॥२॥ (मं० २२ ॥)

પશ્ચાત્ બાળકના હૃદય ઉપર હસ્તનો સ્પર્શ કરી નીચેનો મંત્ર બોલવો :-

**ओं कृशन इदं ते परिददामि, अमुम् *** ॥३॥
(सा०मं०ब्रा०प्र० १ खं० ६ मं० २३ ॥)

પશ્ચાત્ નીચેનો મંત્ર બોલી જમણા ખભા ઉપર હસ્તનો સ્પર્શ કરવો :-

**ओं प्रजापतये त्वा परिददामि, असौ*** ॥४॥
(सा०मं०ब्रा०प्र० १ खं० ६ । मं० २४ ॥)

પશ્ચાત્ નીચેનો મંત્ર બોલી બાળકના ડાબા ખભા ઉપર ડાબા હસ્તનો સ્પર્શ કરવો :-

**ओं देवाय त्वा सवित्रे परिददामि, असौ** ॥५॥
(सा०मं०ब्रा०प्र० १ खं० ६ मं० २५ ॥)

---

* "असौ" અને "अमुम्" એ બન્ને પદોનાં સ્થાનમાં સર્વત્ર બાળકનાં નામનું ઉચ્ચારણ કરવું જોઈએ.

પશ્ચાત્ બાળકના હૃદય ઉપર હસ્ત રાખી નીચેનો મંત્ર બોલવો :-

**ओं तं धीरासःकवय उन्नयन्ति स्वाध्यो३ मनसा देवयन्तः ॥६॥**

(ऋ०मं० ३ । अ० १ । सू० ८ । मं० ४ ॥)

ત્યારબાદ આચાર્યે બાળકના જમણા હૃદય ઉપર પોતાનો હસ્ત રાખી સન્મુખ ઊભા રહી નીચેનો પ્રતિજ્ઞા મંત્ર બોલવો :-

**ओं मम व्रते ते हृदयं दधामि मम चित्तमनुचित्तं तेअस्तु ।**
**मम वाचमेकमना जुषस्व बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥१॥**

(पार०गृ० २।२।१६)

અર્થાત્ હે શિષ્ય બાળક ! હું તારા હૃદયને મારે આધિન કરું છું. તારું ચિત્ત મારા ચિત્તની અનુકૂલ સદા રહે, તું મારી વાણીને એકાગ્ર મન તથા પ્રીતિપૂર્વક સાંભળીને તેના અર્થનું સેવન કર્યા કર; આજથી તારી પ્રતિજ્ઞા અનુકૂળ બૃહસ્પતિ પરમાત્મા તને મારી જોડે યુક્ત કરે આ પ્રતિજ્ઞા કરવી.

એજ પ્રમાણે શિષ્ય પણ આચાર્યની પાસે પ્રતિજ્ઞા કરે, કે હે આચાર્ય ! આપના હૃદયને હું મારી ઉત્તમ શિક્ષા તથા વિદ્યાની ઉન્નતિ માટે ધારણ કરું છું. મારા ચિત્તની અનુકૂળ તમારું ચિત્ત સદા રહે; આપ મારી વાણીને એકાગ્ર ચિત્તથી સાંભળો અને પરમાત્મા મારી સાથે આપને સદા નિયુક્ત રાખો.

આ પ્રમાણે બન્નેએ અરસપરસ પ્રતિજ્ઞા કરવી.

પછી આચાર્યે બાળકને નીચે પ્રમાણે પૂછવું :-

**को नामाऽसि ?** (पार०गृ० २।२।१७॥)

તારું નામ શું છે ?

બાળકે નીચે પ્રમાણે પ્રત્યુત્તર આપવો.

**अहम्भोः*** (असौ) (पार०गृ० २।२।१८।।)

મારું અમુક નામ છે. (પોતાનું નામ બાળકે આ જગ્યાએ બોલવું) પશ્ચાત્ આચાર્યે નીચે પ્રમાણે પૂછવું :-

**कस्य ब्रह्मचार्य्यसि ?** (पार०गृ० २।२।१९।।)

તું કોનો બ્રહ્મચારી છે ?

બાળક- **भवतः ।।** (पार०गृ० २।२।२०।।)

આપનો

પછી આચાર્યે બાળકની રક્ષાને માટે નીચેના મંત્રો બોલી બાળકને શિક્ષા આપવી કે તું પ્રાણ આદિની ઉત્તમ વિદ્યાને માટે યત્નવાન થા.

**इन्द्रस्य ब्रह्मचार्य्यस्यग्निराचार्यस्तवाहमाचार्यस्तव असौ* ।।१।।**

(आश्व० १ । २० । ७ ।।)

**ओं कस्य ब्रह्मचार्य्यसि प्राणस्य ब्रह्मचार्यसि कस्त्वा कमुपनयते काय त्वा परिददामि ।।**

**ओं प्रजापतये त्वा परिददामि । देवाय त्वा सवित्रे परिददामि । अद्भ्यस्त्वौषधीभ्यः परिददामि । द्यावापृथिवीभ्यां त्वा परिददामि । विश्वेभ्यस्त्वा देवेभ्यः परिददामि । सर्वेभ्यस्त्वा भूतेभ्यः परिददाम्यरिष्टयै ।।२।।** (पार०गृ० २।२।२१।।)

આ ઉપનયન સંસ્કાર પૂરો થયા પછી જો તે જ દિવસે વેદારંભ કરવાનો વિચાર બાળકના પિતા તથા આચાર્યનો હોય, તો તે જ

---

* "असौ" પદના સ્થાનમાં બાળકના નામનું ઉચ્ચારણ કરવું જોઈએ.

દિવસે કરવો; અને જો બીજે દિવસે કરવાનો વિચાર હોય તો પૃષ્ઠ ૩૨માં લખ્યા પ્રમાણે મહાવામદેવ્યગાન કરી, સંસ્કારમાં આવેલી સ્ત્રીઓનો બાળકની માતાએ અને પુરુષોનો બાળકના પિતાએ સત્કાર કરી, વિદાય કરે; અને માતા પિતા, આચાર્ય, સંબંધી, ઇષ્ટમિત્ર, વગેરે મળીને બાળકને નીચે પ્રમાણે આશીર્વાદ આપી પોતપોતાને ઘેર જાય.

ओं त्वं जीव शरदः शतं वर्द्धमानः,
आयुष्मान् तेजस्वी वर्चस्वी भूयाः ।

॥ इति उपनयनसंस्कारविधिः समाप्तः ॥

# ॥ अथ वेदारम्भसंस्कारविधिर्विधीयते ॥

ગાયત્રી મંત્રથી માંડી *સાંગોપાંગ ચારે વેદોનું અધ્યયન કરવાને માટે જે નિયમ ધારણ કરવો તેને વેદારંભ કહે છે.

**સમય :-** જે દિવસ ઉપનયન સંસ્કારનો છે તેજ વેદારંભનો છે. જો તે દિવસે ન થઈ શકે અથવા કરવાની ઇચ્છા ન હોય તો બીજે દિવસે કરવો. જો બીજો દિવસ પણ અનુકૂળ ન હોય તો એક વર્ષની અંદર ગમે તે દિવસે કરવો.

**વિધિ :-** વેદારંભનો જે દિવસ નક્કી કર્યો હોય તે દિવસે પ્રાતઃકાલમાં શુદ્ધ જલ વડે બાલકને સ્નાન કરાવી શુદ્ધ વસ્ત્ર પહેરાવી, પશ્ચાત્ કાર્યકર્તા અર્થાત્ પિતા, જો પિતા ન હોય તો આચાર્યે બાળકને લઈને ઉત્તમાસન ઉપર વેદિની પશ્ચિમ બાજુમાં પૂર્વાભિમુખે બેસવું.

તત્પશ્ચાત્ પૃષ્ટ ૫ થી પૃષ્ટ ૧૬ સુધીમાં લખેલી ❖ઈશ્વરસ્તુતિ, પ્રાર્થનોપાસના, સ્વસ્તિવાચન, શાંતિકરણ વગેરે કરી, પૃ. ૨૬ થી ૨૯ સુધી અગ્ન્યાધાન, સમિદાધાન, જલપ્રોક્ષણ, આઘારાવાજ્યભાગાહુતિ ચાર, વ્યાહૃતિ ચાર પૃ.૩૦-૩૧ની આઠ આજ્યાહુતિ મળી સોળ, ઘૃતની આહુતિઓ આપવી. ત્યારબાદ પ્રધાન ✤હોમાહુતિ ત્યારબાદ વ્યાહૃતિ આહુતિ ચાર તથા સ્વિષ્ટકૃત આહુતિ એક, અને પ્રાજાપત્યાહુતિ એક મળી છ આજ્યાહુતિઓ બાળકના હાથે અપાવવી.

---

* **અંગ-** શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છન્દ, જ્યોતિષ, **ઉપાંગ-** પૂર્વમીમાંસા, વૈશેષિક, ન્યાય, યોગ, સાંખ્ય અને વેદાન્ત; **ઉપવેદ-** આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, તથા અર્થવેદ, અર્થાત્ શિલ્પશાસ્ત્ર; **બ્રાહ્મણ-** ઐતરેય, શતપથ, સામ અને ગોપથ **વેદ-** ઋક્, યજુ, સામ અને અથર્વ આ સર્વને ક્રમપૂર્વક ભણવા.

❖ જો ઉપનયન પછી તરતજ વેદારંભ કરે તો તેને ફરીથી ઈશ્વરસ્તુતિ પ્રાર્થનોપાસના સ્વસ્તિવાચન તથા શાંતિકરણની આવશ્યકતા નથી.

✤ જે સંસ્કારમાં મુખ્ય રૂપમાં કરવામાં આવે છે તેને પ્રધાન હોમ કહે છે.

  

તત્પશ્ચાત્ નીચેનો મંત્ર બોલી વેદીમાંનો અગ્નિ એકઠો કરવો -

**ओम् अग्ने सुश्रवः सुश्रवसं मा कुरु । ओं यथा त्वमग्ने सुश्रवः सुश्रवा असि । ओम् एवं मां सुश्रवः सौश्रवसं कुरु । ओं यथा त्वमग्ने देवानां यज्ञस्य निधिपा असि । ओम् एवमहं मनुष्याणां वेदस्य निधिपो भूयासम् ॥**

(पार०गृ० २।४।२॥)

તત્પશ્ચાત બાળકે કુંડની પ્રદક્ષિણા કરી આગળ લખેલા **"अदितेऽनुमन्यस्व०"** ઇત્યાદિ ચાર મંત્રો વડે યજ્ઞકુંડની ચારે તરફ જલસિંચન કરી, યજ્ઞકુંડની દક્ષિણ બાજુમાં ઉત્તરાભિમુખે ઊભા રહી ઘૃતમાં બોળેલી એક સમિધા હાથમાં લઈ નીચેનો મંત્ર બોલી વેદીના અગ્નિમાં મધ્યમાં અર્પવી.

**ओम् अग्नये समिधमाहार्षं बृहते जातवेदसे । यथा त्वमग्ने समिधा समिध्यस एवमहमायुषा मेधया वर्चसा प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन समिन्धे जीवपुत्रो ममाचार्यो मेधाव्यहमसान्यनिराकरिष्णुर्यशस्वी तेजस्वी ब्रह्मवर्चस्यन्नादो भूयासँ स्वाहा ॥** (पार० गृ० २ । ४ । ३ ॥)

ઉપર પ્રમાણે બીજી અને ત્રીજી સમિધા પણ અર્પવી.

પછી ફરી પૂર્વોક્ત **"ओम् अग्ने सुश्रवः"** મંત્ર વડે વેદીના અગ્નિને એકઠો કરવો; અને પૃષ્ઠ ૨૭માં લખેલા **"ओम् अदितेनुमन्यस्व"** ઇત્યાદિ ચાર મંત્રો વડે જલ પ્રોક્ષણ કરી બાળકે વેદીની પશ્ચિમ ભાગમાં પૂર્વાભિમુખે બેસી વેદીના અગ્નિ પર બંને હાથ થોડા થોડા તપાવી હાથમાં પાણી લગાડીને નિમ્ન સાત મંત્રો બોલી સાત વાર થોડી હથેળી ગરમ કરી, જલ સ્પર્શ કરીને મુખનો સ્પર્શ કરવો :-

**ओं तनूपा अग्नेऽसि तन्वं मे पाहि ॥१॥ ओम् आयुर्दा अग्नेऽस्यायुर्मे देहि ॥२॥ ओं बर्चोदा अग्नेऽसि वर्चो मे देहि ॥३॥ ओम् अग्ने यन्मे तन्वाऽऊनं तन्म आपृण ॥४॥**

  

**ओं मेधां मे देवः सविता आददातु ॥५॥**

**ओं मेधां मे देवी सरस्वती आददातु ॥६॥**

**ओं मेधां मे अश्विनौ देवावाधत्तां पुष्करस्रजौ ॥७॥**

(પાર૦ગૃ૦ ૨।૪।૭-૮।।)

તત્પશ્ચાત્ નિમ્નલિખિત મંત્રો વડે મધ્યમા તથા અનામિકા આંગળી જલવાળી કરી ઇંદ્રિયસ્પર્શ કરવો :-

**ओं वाक् च म आप्यायताम् ॥** મુખસ્પર્શ,

**ओं प्राणश्च म आप्यायताम् ॥** નાસિકાના બન્ને છિદ્રો,

**ओं चक्षुश्च म आप्यायताम् ॥** બન્ને નેત્રો,

**ओं श्रोत्रञ्च म आप्यायताम् ॥** બન્ને કાન,

**ओं यशोबलञ्च म आप्यायताम् ॥** બન્ને બાહુ,

નિમ્ન મંત્રો વડે બાળકે પરમેશ્વરનું ઉપસ્થાન કરવું :-

**ओं मयि मेधां मयि प्रजां मय्यग्निस्तेजो दधातु । मयि मेधां मयि प्रजां मयीन्द्र इन्द्रियं दधातु । मयि मेधां मयि प्रजां मयि सूर्यो भ्राजो दधातु । यत्ते अग्ने तेजस्तेनाहं तेजस्वी भूयासम् । यत्ते अग्ने वर्चस्तेनाहं वर्चस्वी भूयासम् । यत्ते अग्ने हरस्तेनाहं हरस्वी भूयासम् ॥** (આશ્વ૦ગૃ૦ ૧।૨૧।૪।।)

ઉપર પ્રમાણે ઉપસ્થાન કર્યા પછી બાળકે યજ્ઞકુંડની ઉત્તરમાં જઈ, ઘુંટણને જમીન ઉપર ટેકવી પૂર્વાભિમુખે બેસવું; અને આચાર્યે બાળકની સન્મુખ પશ્ચિમાભિમુખે બેસવું. પછી બાળકે નિમ્ન મંત્ર વડે આચાર્યને કહેવું કે :-

**अधीहि भूः सावित्रीं भो अनुब्रूहि ॥**

હે આચાર્ય ! પ્રથમ એક ઓંકાર, પશ્ચાત્ ત્રણ મહાવ્યાહૃતિ, તત્પશ્ચાત્ સાવિત્રી (ગાયત્રી) આ ત્રિક અર્થાત્ ત્રણે મેળવીને પરમાત્માના વાચક મંત્રનો મને ઉપદેશ કરો.

તત્પશ્ચાત્ આચાર્યે એક વસ્ત્ર પોતાના તથા બાળકના ખભા ઉપર રાખી પોતાના હાથમાં બાળકના બંને હસ્તની આંગળીઓ પકડી નીચે પ્રમાણે ત્રણ કટકે ગાયત્રી મંત્રનો ઉપદેશ બાળકને કરવો. પ્રથમવાર :-

**ओं भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यम् ॥**

આટલો કટકો એક એક પદના શુદ્ધ ઉચ્ચારણસહિત બાળકની પાસે બોલાવવો અને બીજી વાર :-

**ओं भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।**

ઉપરનો ભાગ શુદ્ધ ઉચ્ચારણ સહિત ધીરે ધીરે બોલાવી, ત્રીજીવાર આખો મંત્ર નીચે પ્રમાણે બોલાવવો.

**ओं भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥** (यजुः अ० ३६ मं० ३ ॥)

પશ્ચાત્ આચાર્યે એનો અર્થ નીચે પ્રમાણે સંક્ષેપથી સંભળાવવો.

**અર્થ :-** (ओ३म) એ પરમેશ્વરનું મુખ્ય નામ છે. આ નામની સાથે બીજાં ઘણાં નામો આવી જાય છે. (भूः) જે પ્રાણનો પણ પ્રાણ છે. (भुवः) સર્વ દુઃખોથી મુક્ત કરનાર, (स्वः) સ્વયં સુખસ્વરૂપ હોઈ પોતાના ઉપાસકોને પણ સર્વ પ્રકારનાં સુખની પ્રાપ્તિ કરાવનાર છે. તે (सवितुः) જગત્‌ની ઉત્પત્તિ કરનાર, સૂર્યાદિ પ્રકાશકોના પણ પ્રકાશક, સમગ્ર ઐશ્વર્યના દાતા. (देवस्य) કામના કરવી યોગ્ય, સર્વત્ર વિજય કરાવનાર પરમાત્માનું જે (वरेण्यम) અતિ શ્રેષ્ઠ, ગ્રહણ તથા ધ્યાન કરવા યોગ્ય (भर्गः) સર્વ ક્લેશોને ભસ્મ કરનાર, શુદ્ધસ્વરૂપ છે. (तत) તેનું અમે (धीमहि) ધારણ કરીએ, (यः) તે પરમાત્મા (नः) અમારી (धियः) બુદ્ધિઓને ઉત્તમ ગુણ કર્મ સ્વભાવોમાં (प्रचोदयात) પ્રેરણા કરે.

એજ પ્રયોજનને માટે તે જગદીશ્વરની સ્તુતિ-પ્રાર્થનોપાસના કરવી. એના સિવાય અન્ય કોઈને ઉપાસ્ય-ઇષ્ટદેવ, તેની બરાબર અથવા તેનાથી અધિક નહિ માનવો જોઈએ.

આ પ્રમાણે-અર્થ સંભળાવ્યા પછી નિમ્ન મંત્ર વડે બાળક તથા આચાર્ય પૂર્વવત્ દૃઢ પ્રતિજ્ઞા કરે.

**ओं मम व्रते हृदयं ते दधामि मम चित्तमनुचित्तं ते अस्तु ।**
**मम वाचमेकव्रतो जुषस्व बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥**

(आश्व०गृ० १।२१।७॥)

પશ્ચાત્ નિમ્ન મંત્ર વડે પ્રથમથી તૈયાર કરી રાખેલી સુંદર મજબુત* મેખલા બાળકની કેડે બાંધવી :-

**ओम् इयं दुरुक्तं परिबाधमाना वर्णं पवित्रं पुनती म आगात् ।**
**प्राणापानाभ्यां बलमादधाना स्वसा देवी सुभगा मेखलेयम् ॥**

(पार०गृ० २।२।८॥)

ત્યારબાદ નીચેનો મંત્ર બોલી આચાર્યે બાળકને બે શુદ્ધ કોપીન, બે રુમાલ અને એક ઉત્તરીય અને બે કટિવસ્ત્ર આપવાં, અને એમાંથી એક કટિવસ્ત્ર કોપીન અને એક ઉપવસ્ત્ર બાળકને આચાર્યે ધારણ કરાવવું.

**ओं युवा सुवासाः परिवीत आगात् स उ श्रेयान् भवति जायमानः ।**
**तं धीरासः कवय उन्नयन्ति स्वाध्यो३ मनसा देवयन्तः ॥१॥**

(ऋ०मं० ३ । सू० ८ मं० ४ ॥)

---

* બ્રાહ્મણને મુંજ અથવા દર્ભની, ક્ષત્રિયને ધનુષ સંજ્ઞક ઘાસ અથવા વલ્કલ (ઝાડની છાલ)ની અને વૈશ્યને ઊન અથવા શણની મેખલા હોવી જોઈએ.

તત્પશ્ચાત્ આચાર્ય દંડ* હાથમાં લઈ ઊભા રહે અને બાળક પણ આચાર્યની સન્મુખ હાથ જોડીને ઊભો રહી નીચેનો મંત્ર બોલી આચાર્યના હાથમાંથી દંડ લે :-

**ओं यो मे दण्डः परापतद्वैहायसोऽधिभूम्याम् । तमहं पुनरादद आयुषे ब्रह्मणे ब्रह्मवर्चसाय ॥** (पार०गृ० २।२।१२॥)

**બ્રહ્મચારીનાં કર્તવ્ય**

તત્પશ્ચાત્ પિતાએ બ્રહ્મચારીને બ્રહ્મચર્યાશ્રમનો નીચે પ્રમાણેનો સાધારણ ઉપદેશ કરવો.

**ब्रह्मचार्यसि असौ❖ ॥१॥ अपोऽअशान ॥२॥ कर्म कुरु ॥३॥ दिवा मा स्वाप्सीः ॥४॥ आचार्याधीनो वेदमधीष्व ॥५॥ द्वादश वर्षाणि प्रतिवेदं ब्रह्मचर्यं गृहाण वा ब्रह्मचर्यं चर ॥६॥ आचार्याधीनो भवान्यत्राधर्माचरणात् ॥७॥ क्रोधानृते वर्जय ॥८॥ मैथुनं वर्जय ॥९॥ उपरि शय्यां वर्जय ॥१०॥ कौशीलवगन्धाञ्जनानि वर्जय ॥११॥ अत्यन्तं स्नानं भोजनं निद्रां जागरणं निन्दां लोभमोहभयशोकान् वर्जय ॥१२॥ प्रतिदिनं रात्रेः पश्चिमे यामे चोत्थायावश्यकं कृत्वा दन्तधावनस्नानसन्ध्योपासनेश्वरस्तुतिप्रार्थनोपासनायोगाभ्यासान्नित्यमाचर ॥१३॥ क्षुरकृत्यं वर्जय ॥१४॥ मांसरूक्षाहारं मद्यादिपानं च वर्जय ॥१५॥ गवाश्वहस्त्युष्ट्रादियानं वर्जय ॥१६॥ अन्तर्ग्रामनिवासोपानच्छत्रधारणं वर्जय ॥१७॥ अकामतः स्वयमिन्द्रियस्पर्शेन वीर्यस्खलनं विहाय वीर्यं शरीरे संरक्ष्योर्ध्वरेताः सततं भव ॥१८॥ तैलाभ्यङ्गमर्दनात्यम्लातितिक्तकषायक्षाररेचनद्रव्याणि मा सेवस्व ॥१९॥**

---

* બ્રાહ્મણના બાળકને ભૂમિથી તે કપાળના વાળ સુધીનો લાંબો ખાખરા અથવા બિલીનાં ઝાડનો, ક્ષત્રિયનો ભમર સુધીનો, વડ અથવા ખેરનાં ઝાડનો અને વૈશ્યનો નાસિકાના અગ્રભાગ સુધીનો પીલુ અથવા ગુલરનાં વૃક્ષનો દંડ જોઈએ. અને એ દંડ સ્નિગ્ધ અને સીધો હોય, અગ્નિથી બળેલો કે કીડા લાગેલો ન હોવો જોઈએ; તથા તેમને બેસવા માટે એક મૃગચર્મ, એક જલપાત્ર, એક પ્યાલું અને એક આચમની એ પ્રમાણે પ્રત્યેક બ્રહ્મચારીને આપવું જોઈએ.

❖ असौ પદના સ્થાનમાં બ્રહ્મચારીનું નામ સંબોધનાન્ત બોલવું.

**नित्यं युक्ताहारविहारवान् विद्योपार्जने च यत्नवान् भव ॥२०॥ सुशीलो मितभाषी सभ्यो भव ॥२१॥ मेखला दण्डधारणभैक्ष्यचर्यसमिदाधानोदकस्पर्शनाचार्यप्रियाचरणप्रातःसायमभिवादनविद्यासंचयजितेन्द्रियत्वादीन्येते ते नित्यधर्माः ॥२२॥** (गो०गृ० ३।१।२१-२५॥) (સૂત્ર ૧૯-૨૧ ગ્રંથકર્તાના છે.)

**અર્થ-** તું આજથી બ્રહ્મચારી છે. (૧) નિત્ય સન્ધ્યોપાસન (તથા) ભોજનની પૂર્વે શુદ્ધ જલનું આચમન કર્યા કર. (૨) દુષ્ટ કર્મો ત્યાગીને ધર્માચરણ કર. (૩) દિવસે કદી સૂઈશ નહિ. (૪) આચાર્યને અધીન રહીને સાંગોપાંગ વેદ ભણવામાં નિત્ય પુરુપાર્થ કર. (૫) એક એક વેદને માટે બાર બાર વર્પનું બ્રહ્મચર્ય અર્થાત્ ૪૮ વર્ષ સુધી અથવા જ્યાં સુધી સાંગોપાંગ ચાર વેદ પૂરા થાય ત્યાં સુધી અખંડ બ્રહ્મચારી રહે. (૬) આચાર્યને આધીન ધર્માચરણમાં રહેજે; પરંતુ જો આચાર્ય અધર્માચરણ અથવા અધર્મ કરવાનું કહે તો તે કદી ન માનીશ અને તેવું આચરણ કદી ન કરીશ. (૭) ક્રોધ તથા મિથ્યા ભાષણ કરવાનું છોડી દે. (૮) આઠ* પ્રકારના મૈથુનનો ત્યાગ કર. (૯) જમીન ઉપર સૂજે અને પલંગ આદિ ઉપર કદી ન સૂતો. (૧૦) ગાવું, બજાવવું તથા નૃત્ય આદિ નિન્દિત કર્મ, ગંધ તથા અંજન આદિનું સેવન ન કર. (૧૧) અતિ સ્નાન, અતિ ભોજન, અધિક નિદ્રા, અધિક જાગરણ, નિંદા, લોભ, મોહ, ભય, તથા શોકને કદી પણ ગ્રહણ ન કરીશ. (૧૨) રાત્રિના પાછલા પહોરમાં ઊઠી આવશ્યક શૌચાદિ દંતધાવન (દાતણ) સ્નાન, સન્ધ્યોપાસન, ઈશ્વરની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના તથા યોગાભ્યાસનું આચરણ નિત્ય કર. (૧૩) હજામત ન કરાવીશ. (૧૪) માંસ, રુક્ષ, શુષ્ક અન્ન ખાતો નહિ અને મદ્યાદિ પીતો નહિ.

---

* સ્ત્રીનું ધ્યાન, કથા, સ્પર્શ, ક્રીડા, દર્શન, આલિંગન, એકાંતવાસ અને સમાગમ આ આઠ પ્રકારનું મૈથુન કહેવાય છે. જે એને છોડે છે તે જ બ્રહ્મચારી કહેવાય છે.

  

(૧૫) બળદ, ઘોડા, હાથી તથા ઊંટ આદિની સવારી કરતો નહિ. (૧૬) ગામમાં રહેવું તથા જોડાં અને છત્રીનું ધારણ કરવું તેનો પરિત્યાગ કર. (૧૭) લઘુશંકા વિના ઉપસ્થ ઇન્દ્રિયનો સ્પર્શ કરી વીર્યસ્ખલન કદી ન કર, વીર્યને શરીરમાં રાખી નિરંતર ઊર્ધ્વરેતા થા, અર્થાત્ વીર્યનું પતન કોઈ દિવસ ન થાય તેવી રીતે વ્રત કર. (૧૮) તૈલાદિ વડે અંગમર્દન, તથા જાત જાતના ઉવટણ લગાડવાં, અતિશય ખાટા-આમલી વગેરે, અતિ તીખા લાલ મરચાં આદિ, તુરા હરડે આદિ, ક્ષાર-અધિક મીઠું આદિ અને રેચક નેપાળો આદિ દ્રવ્યોનું સેવન કદી ન કર. (૧૯) નિત્ય યોગ્ય આહાર વિહાર કરીને વિદ્યા ગ્રહણમાં યત્નશીલ થજે. (૨૦) સુશીલ, થોડું બોલનાર થઈ સભામાં બેસવા યોગ્ય ગુણો સંપાદન કરજે. (૨૧) મેખલા તથા દંડનું ધારણ, ભિક્ષાચરણ, અગ્નિહોત્ર, સ્નાન, સન્ધ્યોપાસન, આચાર્યનું પ્રિય આચરણ તથા આચાર્યને સાયંપ્રાતઃ નમસ્કાર કરવા એ તારા નિત્ય કરવાનાં કર્મો છે; જેનો નિષેધ કર્યો છે તે નિત્ય ન કરવાનાં કર્મો છે. (૨૨)

જ્યારે આ ઉપદેશ પિતા કરી રહે ત્યારે બ્રહ્મચારી પિતાને નમસ્કાર કરી હાથ જોડીને કહે કે આપે જે ઉપદેશ કર્યો છે તેજ પ્રમાણે હું કરીશ.

પછી બ્રહ્મચારી યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરી પશ્ચિમદિશામાં ઊભો રહી માતા, પિતા, બહેન, ભાઈ, મામા, માસી તથા કાકા આદિની પાસેથી તથા જે ભિક્ષા આપવામાં નકાર ન કરે તેમની પાસેથી ભિક્ષા* માંગે. અને જેટલી ભિક્ષા મળે તે બધી આચાર્યની પાસે મૂકે. તત્પશ્ચાત્

---

* બ્રાહ્મણનો બાળક જો પુરુષ પાસે ભિક્ષા માગે તો "ભવાન્ ભિક્ષાં દદાતુ" અને સ્ત્રીની પાસે માગે તો "ભવતી ભિક્ષાં દદાતુ" એ પ્રમાણે; અને ક્ષત્રિયનો બાળક પુરુષ પાસે "ભિક્ષાં ભવાન્દદાતુ" અને સ્ત્રીની પાસે "ભિક્ષાં ભવતી દદાતુ" એ પ્રમાણે; તથા વૈશ્ય પુરુષ પાસે "ભિક્ષાં દદાતુ ભવાન્" અને સ્ત્રીની પાસે "ભિક્ષાં દદાતુ ભવતી" એ પ્રમાણે બોલે.

  

આચાર્ય તેમાંથી થોડીક કાઢી લઈ બીજી બધી ભિક્ષા બાળકને આપી દે; અને બાળકે તે ભિક્ષા પોતાના ભોજનને માટે રાખી મૂકવી.

તત્પશ્ચાત્ બાળકને શુભાસન પર બેસાડીને પૃ. ૩૨-૩૪ લિખિત મહાવામદેવ્ય ગાન કરાવવું. પછી રાખેલી ભિક્ષામાંથી બાળક પોતાની રુચિ અનુસાર ભોજન કરે. પશ્ચાત્ સાયંકાલ સુધી વિશ્રામ લઈ ગૃહાશ્રમ સંસ્કારમાં લખેલી સંધ્યોપાસન આચાર્ય બાળકની પાસે કરાવે.

અને પશ્ચાત્ બ્રહ્મચારી સહિત આચાર્ય યજ્ઞકુંડની પશ્ચિમમાં આસન પર પૂર્વાભિમુખે બેસી, સ્થાલીપાક અર્થાત્ પૃ. ૧૮માં લખ્યા પ્રમાણે ભાત બનાવી તેમાં ઘી નાંખી, એક પાત્રમાં કાઢી, પૃ. ૨૭માં લખ્યા પ્રમાણે સમિદાધાન કરી સમિધા પ્રદીપ્ત કરી આઘારાવાજ્યભાગાહુતિ ચાર તથા વ્યાહૃતિ આહુતિ ચાર મળી આઠ આજ્યાહુતિ આપવી.

તત્પશ્ચાત્ બ્રહ્મચારી ઊભો થઈ પાછળ પૃ. ૮૬માં લખેલા "अग्ने सुश्रवः०" મંત્ર વડે ત્રણ સમિધાની આહુતિ આપે. તત્પશ્ચાત્ બાળકે બેસી જઈ યજ્ઞકુંડના અગ્નિ વડે પોતાના હાથ તપાવી ઉપર પૃ. ૮૭માં લખેલા મંત્રો વડે મુખસ્પર્શ તથા અંગસ્પર્શ કરવો.

બાદ ઉપર કહેલો ભાત બાળકે આચાર્યને હોમ તથા ભોજનને માટે આપવો. પછી આચાર્ય તે ભાતમાંથી આહુતિના અનુમાનથી ભાતને થાળીમાં લઈ તેમાં ઘી નાખી નીચે લખેલા મંત્રો વડે ત્રણ આહુતિ આપે :-

**ओं सदसस्पतिमद्भुतं प्रियमिन्द्रस्य काम्यम् । सनिं मेधामयासिषँस्वाहा ॥ इदं सदसस्पतये - इदन्न मम ॥१॥**

(यजुः० अ० ३२ मं० १३ ॥)

**तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् स्वाहा ॥ इदं सवित्रे - इदन्न मम ॥२॥** (यजुः अ० ३ मं० ३५)

**ओं ऋषिभ्यः स्वाहा ॥ इदम् ऋषिभ्यः-इदन्न मम ॥३॥**

**"ओं यदस्य कर्मणो०"** એ મંત્ર વડે ચોથી આહુતિ પશ્ચાત્ પૃ. ૨૯માં લખેલી વ્યાહૃતિ આહુતિ ચાર; અને **"ओं त्वन्नो०"** વગેરે મંત્રો વડે આજ્યાહુતિ આઠ મળી બાર આજ્યાહુતિ આપવી, અને બ્રહ્મચારીએ શુભાસન ઉપર પૂર્વાભિમુખે બેસી પૃષ્ઠ ૩૨-૩૩માં લખેલું મહા વામદેવ્ય ગાન આચાર્યની સાથે કરી નીચેના વાકય વડે આચાર્યને વંદન કરે.

**"अमुकगोत्रोत्पन्नोऽहं भो भवन्तमभिवादये ॥"**

આચાર્યે નીચે પ્રમાણે બોલી આશીર્વાદ દેવો :-

**"आयुष्मान् विद्यावान् भव सौम्य ॥"**

પશ્ચાત્ હોમ કરતાં વધેલું હવિષ્ય અન્ન અને બીજા સુંદર મિષ્ટાન્નનું ભોજન આચાર્યની સાથે અર્થાત્ પૃથક્-પૃથક્ બેસીને બ્રહ્મચારીએ કરવું. તત્પશ્ચાત્ હસ્ત-મુખ ધોઈને સંસ્કારમાં નિમંત્રણથી આવ્યા હોય તેમને યથાયોગ્ય ભોજન કરાવી સ્ત્રીઓને સ્ત્રી અને પુરુષોને પુરુષ પ્રીતિપૂર્વક વિદાય કરે; અને તે બધાએ જતી વખતે બાળકને નીચે પ્રમાણે આશીર્વાદ દઈ સર્વ પોતપોતાને ઘેર જાય.

**हे बालक ! त्वमीश्वरकृपया विद्वान् शरीरात्मबलयुक्तः कुशली वीर्यवानरोगः सर्वा विद्या अधीत्याऽस्मान् दिदृक्षुः सन्नागम्याः ॥**

તત્પશ્ચાત્ બ્રહ્મચારી ત્રણ દિવસ સુધી જમીન ઉપર સૂઈ રહે અને સાયં પ્રાતઃ પૃ. ૯૭માં લખેલા **"ओम् अग्ने सुश्रवः०"** એ મંત્રથી સમિધા હોમ અને મુખ આદિ અંગ સ્પર્શ બ્રહ્મચારી પાસે આચાર્ય કરાવે તથા **"सदसस्पति०"** ઇત્યાદિ સ્થલીપાકની ચાર આહુતિ પૃ. ૧૦૪માં લખ્યા પ્રમાણે પૂર્વોક્ત રીતિએ બ્રહ્મચારીના હાથે અપાવવી. અને ત્રણ દિવસ સુધી ક્ષાર-લવણ રહિત પદાર્થોનું બ્રહ્મચારી ભોજન કરે.

  

તત્પશ્ચાત્ પાઠશાળામાં જઈ ગુરુ સમીપ વિદ્યાભ્યાસ કરવાના સમયની પ્રતિજ્ઞા આચાર્ય તથા બ્રહ્મચારી બન્ને કરે :-

**आचार्यऽउपनयमानो ब्रह्मचारिणं कृणुते गर्भमन्तः । तं रात्रीस्तिस्र उदरे बिभर्ति तं जातं द्रष्टुमभिसंयन्ति देवाः ॥१॥**

**इयं समित्पृथिवी द्यौर्द्वितीयोतान्तरिक्षं समिधा पृणाति । ब्रह्मचारी समिधा मेखलया श्रमेण लोकाँस्तपसां पिपर्ति ॥२॥**

**ब्रह्मचार्येऽति समिधा समिद्धः कार्ष्णं वसानो दीक्षितो दीर्घश्मश्रुः । स सद्य एति पूर्वस्मादुत्तरं समुद्रं लोकान्संगृभ्य मुहुराचरिक्रत् ॥३॥**

**ब्रह्मचर्येण तपसा राजा राष्ट्रं वि रक्षति । आचार्योऽब्रह्मचर्येण ब्रह्मचारिणमिच्छते ॥४॥**

**ब्रह्मचर्येण कन्या३ युवानं विन्दते पतिम् ॥५॥**

**ब्रह्मचारी ब्रह्म भ्राजद् बिभर्त्ति तस्मिन्देवा अधि विश्वे समोताः । प्राणापानौ जनयन्नाद् व्यानं वाचं मनो हृदयं ब्रह्म मेधाम् ॥६॥**

(अथर्व कां० ११ । सू० ५ । मं० ३-४-६-१७-१८-२४ ॥)

**સંક્ષેપમાં ભાષાર્થ :-** આચાર્ય બ્રહ્મચારીને પ્રતિજ્ઞાપૂર્વક પાસે રાખી ત્રણ દિવસ સુધી ગૃહાશ્રમ પ્રકરણમાં લખ્યા પ્રમાણે સન્ધ્યોપાસનાદિ કરાવે; તથા સત્પુરુષોના આચારની શિક્ષા આપી, તેના આત્મામાં ગર્ભરૂપ વિદ્યા સ્થાપન કરવાને માટે તેને ધારણ કરીને પૂર્ણ વિદ્વાન્ બનાવે છે. જ્યારે તે પૂર્ણ બ્રહ્મચર્યવાન થઈ પૂર્ણ વિદ્યા ભણી ગૃહે આવે છે; ત્યારે તેને જોવાને માટે સર્વ વિદ્વાનો સામા જઈને તેને ઘણું માન આપે છે. ॥૧॥

જે બ્રહ્મચારી વેદારંભના સમયમાં ત્રણ સમિધા અગ્નિમાં હોમે છે અને બ્રહ્મચર્ય વ્રતનું નિયમપૂર્વક સેવન કરી વિદ્યા પૂર્ણ કરવાને દૃઢોત્સાહી બને છે, તે જાણો કે પૃથ્વી, સૂર્ય અને અંતરિક્ષની પેઠે સર્વનો

  

પાલક બને છે; કારણ કે તે સમિદાધાન, મેખલાદિ ચિહ્નોનું ધારણ અને પરિશ્રમથી વિદ્યા પૂર્ણ કરીને, આ બ્રહ્મચર્યાનુષ્ઠાનરૂપ તપ વડે સર્વ લોકોને સદ્ગુણ અને આનંદથી તૃપ્ત કરે છે. ॥૨॥

જ્યારે વિદ્યા વડે પ્રકાશિત અને મૃગચર્માદિ ધારણ કરી દીક્ષિત થઈ **દીર્ઘશ્મશ્રુઃ૦** ચાળીસ વર્ષ સુધી દાઢી મૂછ આદિ પંચકેશને ધારણ કરનારો બ્રહ્મચારી થાય છે, ત્યારે તે પૂર્વ સમુદ્રરૂપ બ્રહ્મચર્યાનુષ્ઠાનને પૂર્ણ કરી ગુરુકુળથી ઉત્તર સમુદ્ર અર્થાત્ ગૃહાશ્રમને શીઘ્ર પ્રાપ્ત થાય છે તે સર્વ લોકોનો સંગ્રહ કરીને વારંવાર પુરુષાર્થ અને સત્યોપદેશ વડે જગત્‌ને આનંદિત કરે છે. ॥૩॥

જે પૂર્ણ બ્રહ્મચર્યરૂપ તપશ્ચરણ વડે પૂર્ણ વિદ્વાન્, સુશિક્ષિત, સુશીલ અને જીતેન્દ્રિય થઈ, રાજ્યનું વિવિધ પ્રકારે પાલન કરે છે તેજ ઉત્તમ રાજા થાય છે. તથા જે યથાવત્ બ્રહ્મચર્ય પાલન કરી સંપૂર્ણ વિદ્યા ભણે છે તેજ આચાર્ય થઈ શકે છે. અને તેજ વિદ્વાન્ બ્રહ્મચારીની ઇચ્છા કરી શકે છે. ॥૪॥

જેવી રીતે છોકરાઓ પૂર્ણ બ્રહ્મચર્ય કરી પૂર્ણ વિદ્યા ભણી પૂર્ણ જુવાન થઈ પોતાના જેવી કન્યાની સાથે વિવાહ કરે છે તેવી રીતે કન્યાઓએ પણ પૂર્ણ બ્રહ્મચર્ય પછી પૂર્ણ વિદ્યા પ્રાપ્ત કરી, પૂર્ણ યુવતી થઈ પોતાના સદૃશ યુવાવસ્થાવાળા પતિને પ્રાપ્ત થવું ॥૫॥

જ્યારે બ્રહ્મચારી બ્રહ્મ અર્થાત્ સાંગોપાંગ ચારે વેદને શબ્દ, અર્થ અને સંબંધનાં જ્ઞાનપૂર્વક ધારણ કરે છે, ત્યારે તે પ્રકાશમાન્ થાય છે, સંપૂર્ણ દિવ્ય ગુણો તેનામાં નિવાસ કરે છે; અને સર્વ વિદ્વાનો તેની મિત્રતા કરે છે. તે બ્રહ્મચારી બ્રહ્મચર્યથી જ પ્રાણ, દીર્ઘ જીવન દુઃખ-ક્લેશોનો નાશ, સંપૂર્ણ વિદ્યામાં પ્રવીણતા, ઉત્તમ વાણી, પવિત્રાત્મા, શુદ્ધ હૃદય, પરમાત્મા અને શ્રેષ્ઠ પ્રજ્ઞાને ધારણ કરી, સર્વ મનુષ્યોના હિતને માટે સર્વ વિદ્યાઓનો પ્રકાશ કરે છે ॥૬॥

# બ્રહ્મચર્ય કાળ

બ્રહ્મચર્ય કાલને માટે છાન્દોગ્યઉપનિષદ્‌ના તૃતીય પ્રપાઠકના સોળમા ખંડમાં નીચે પ્રમાણે લખ્યું છે :-

मातृमान् पितृमानाचार्यवान् पुरुषो वेद ॥१॥

पुरुषो वाव यज्ञस्तस्य यानि चतुर्विंᳫशतिर्वर्षाणि तत् प्रातःसंवनं चतुर्विंशत्यक्षरा गायत्री गायत्रं प्रातःसवनं तदस्य वसवोऽन्वायत्ताः प्राणा वाव वसव एते हीदᳫसर्वं वासयन्ति ॥२॥

तं चेदेतस्मिन् वयसि किञ्चिदुपतपेत् स ब्रूयात् प्राणा वसव इदं मे प्रातःसवनं माध्यन्दिनᳫसवनमनुसन्तनुतेति माहं प्राणानां वसूनां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥३॥

अथ यानि चतुश्चत्वारिᳫशद्वर्षाणि तन्माध्यन्दिनᳫसवनं चतुश्चत्वारिᳫशदक्षरा त्रिष्टुप् त्रैष्टुभं माध्यन्दिनᳫसवनं तदस्य रुद्रा अन्वायत्ताः प्राणा वाव रुद्रा एते हीदᳫसर्वᳫरोदयन्ति ॥४॥

तं चेदेतस्मिन् वयसि किञ्चिदुपतपेत् स ब्रूयात् प्राणा रुद्रा इदं मे माध्यन्दिनᳫसवनं तृतीयसवनमनुसन्तनुतेति माहम्प्राणानाᳫरुद्राणां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥५॥

अथ यान्यष्टाचत्वारिᳫशद्वर्षाणि तत् तृतीय सवनमष्टाचत्वारिᳫशदक्षरा जगती जागतं तृतीयसवनं तदस्यादित्या अन्वायत्ताः प्राणा वावादित्या एते हीदᳫसर्वमाददते ॥६॥

तं चेदेतस्मिन् वयसि किञ्चिदुपतपेत् स ब्रूयात् प्राणा आदित्या इदं मे तृतीयसवनमायुरनुसन्तनुतेति माहं प्राणानामादित्यानां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो हैव भवति ॥७॥

(છા૦ ઉપ૦ ૩।૧૬।૧-૬॥)

**અર્થ :-** જ્યારે બાળકને પાંચ વર્ષની આયુ સુધી માતા, પાંચથી આઠ સુધી પિતા અને આઠથી અડતાલીસ, ચુંમાલીસ, ચાલીસ, છત્રીસ, ત્રીસ અથવા પચ્ચીસમા વર્ષ સુધી અને કન્યાને આઠથી ચોવીસ, બાવીસ, વીસ, અઢાર અથવા સોળમા વર્ષ સુધી આચાર્યની પાસે શિક્ષણ મળે છે, ત્યારે જ તે પુરુષ અથવા સ્ત્રી વિદ્યાવાન્ થઈ ધર્માર્થકામ અને મોક્ષના વ્યવહારમાં અતિ ચતુર થાય છે. ।।૧।।

આ મનુષ્યદેહરૂપી યજ્ઞને સારી રીતે આયુ, બલાદિથી સંપન્ન કરવાને માટે ઓછામાં ઓછા પક્ષ એ છે કે પુરુષે ચોવીસ અને સ્ત્રીએ સોળમા વર્ષ સુધી બ્રહ્મચર્યાશ્રમ યથાવત્ પૂર્ણ, જેવો, ચોવીસ અક્ષરનો ગાયત્રી છંદ હોય છે તે પ્રમાણે કરવો જોઈએ. જેમ ભૌતિક યજ્ઞોમાં પ્રાતઃસવનાદિ ત્રણ સવન હોય છે તેમ આ મનુષ્ય દેહરૂપી યજ્ઞનું પ્રાતઃસવન કહેવાય છે. આથી મનુષ્યમાં વસુરૂપ પ્રાણની પ્રાપ્તિ થાય છે, કે જે બળવાન્ થઈને સર્વ શુભગુણોનો શરીર આત્મા અને મનમાં વાસ કરાવે છે. ।।૨।।

જે કોઈ આ પચ્ચીસ વર્ષની આયુથી પહેલાં બ્રહ્મચારીને વિવાહ અથવા વિષયભોગ કરવાનો ઉપદેશ કરે, તેને તે બ્રહ્મચારીએ ઉત્તર દેવો કે, જો મારા પ્રાણ, મન તથા ઇંદ્રિયો પચ્ચીસ વર્ષનાં બ્રહ્મચર્ય સેવનથી બળવાન નહીં થાય તો મધ્યમ સવન કે જે આગળ ચુંમાલીસ વર્ષ સુધીનું બ્રહ્મચર્ય કહ્યું છે, તેને પૂર્ણ કરવાનું સામર્થ્ય મારામાં નહીં રહે. કારણ કે પ્રથમ કોટિનું બ્રહ્મચર્ય મધ્યમ કોટિનાં બ્રહ્મચર્યને સિધ્ધ કરે છે; માટે શું હું તમારા જેવો મૂર્ખ છું કે જે આ શરીર, પ્રાણ, અંતઃકરણ તથા આત્માના સંયોગ રૂપ સર્વ ગુણ, કર્મ સ્વભાવનાં સાધનરૂપ આ સંધાનનો શીઘ્ર નાશ કરી, મારા મનુષ્યદેહધારણનાં ફળથી વિમુખ રહું ? અને સર્વ આશ્રમોનાં મૂળરૂપ, સર્વ ઉત્તમ કર્મોમાં પણ ઉત્તમ અને સર્વનાં મુખ્ય કારણરૂપ બ્રહ્મચર્યને ખંડિત

  

કરીને મહાદુ:ખ સાગરમાં કદી ડૂબું ? પણ જે પ્રથમ આયુમાં બ્રહ્મચર્ય સેવન કરે છે તે બ્રહ્મચર્યના સેવનથી વિદ્યાને પ્રાપ્ત થઈને નિશ્ચય રોગરહિત થાય છે. માટે તમારા જેવા મૂર્ખ લોકોના કહેવાથી હું બ્રહ્મચર્યનો લોપ કદી નહીં કરું ।।૩।।

જે ચુંમાલીસ વર્ષ સુધી અર્થાત્ જેમ ચુંમાલીસ અક્ષરનો ત્રિષ્ટુપ છંદ હોય છે. તદ્વત્ જે મધ્યમ બ્રહ્મચર્યનું પાલન કરે છે તે બ્રહ્મચારી રુદ્રરૂપ પ્રાણોને પ્રાપ્ત થાય છે; તેની આગળ કોઈ પણ દુષ્ટની દુષ્ટતા ચાલતી નથી અને તે સર્વ દુષ્ટ કર્મ કરનારાઓને સદા રડાવે છે ।।૪।।

જો મધ્યમ બ્રહ્મચર્ય સેવન કરનારાને કોઈ કહે કે તું બ્રહ્મચર્ય છોડીને વિવાહ કરી આનંદને પ્રાપ્ત કર, તો તેને બ્રહ્મચારીએ ઉત્તર દેવો કે જે અધિક સુખ બ્રહ્મચર્યાશ્રમનાં સેવનથી થાય છે અને વિષય સંબંધી પણ અધિક આનંદ થાય છે તે બ્રહ્મચર્ય સેવન ન કરવાથી સ્વપ્ને પણ નથી થતો કારણ કે સાંસારિક વ્યવહાર, વિષય અને પરમાર્થ સંબંધી પૂર્ણ સુખ બ્રહ્મચારીને જ પ્રાપ્ત થાય છે. માટે હું આ સર્વોત્તમ સુખપ્રાપ્તિના સાધનરૂપ બ્રહ્મચર્યનો લોપ કદી ન કરતાં વિદ્વાન્, બળ વાન્, આયુષ્યમાન્ અને ધર્માત્મા થઈ સંપૂર્ણ આનંદને પ્રાપ્ત કરીશ. તમારા જેવા નિર્બુદ્ધિઓના કહેવાથી શીઘ્ર વિવાહ કરીને મારો પોતાનો અને કુળનો નાશ કદી નહીં કરું.

અડતાલીસ વર્ષ સુધીનું બ્રહ્મચર્ય જેવો કે અડતાલીસ અક્ષરનો જગતી છંદ હોય છે, તે પ્રમાણે એ બ્રહ્મચર્યથી પૂર્ણ વિદ્યા, પૂર્ણ બળ, પૂર્ણ પ્રજ્ઞા, પૂર્ણ શુભકર્મ સ્વભાવયુક્ત સૂર્યવત્ પ્રકાશમાન્ થઈને બ્રહ્મચારી સર્વ વિદ્યાઓને ગ્રહણ કરે છે. ।।૬।।

જો કોઈ આ સર્વોત્તમ ધર્મથી બ્રહ્મચારીને ચ્યુત કરવા માગે તો તેને બ્રહ્મચારીએ ઉત્તર આપવો કે અરે મૂઢ ! મારાથી દૂર રહો, તમારાં દુર્ગંધરૂપી ભ્રષ્ટ વચનોથી હું દૂર રહું છું. હું આ ઉત્તમ બ્રહ્મચર્યનો લોપ

કદી પણ નહીં કરું; એને પૂર્ણ કરીને સર્વ રોગોથી રહિત થઈ સર્વ વિદ્યાદિ શુભ, ગુણકર્મ, સ્વભાવયુક્ત થઈશ, આ મારી શુભ પ્રતિજ્ઞાને પરમાત્મા પોતાની કૃપા વડે પૂર્ણ કરો કે જેથી હું તમારા જેવા નિર્બુદ્ધિઓનેજ ઉપદેશ અને વિદ્યા ભણાવી તથા વિશેપે કરી તમારા બાળકોને આનંદયુક્ત કરી શકું ॥૭॥

**चतस्त्रोऽवस्थाः शरीरस्य वृद्धिर्यौवनं सम्पूर्णता किञ्चित्परिहाणिश्चेति । तत्राषोडशाद् वृद्धिः आपञ्चविंशतेर्यौवनम् । आचत्वारिंशतस्सम्पूर्णता । ततः किंञ्चित्परिहाणिश्चेति ॥१॥**

(सुश्रुत सू० ३५ । २५ ॥)

**पञ्चविंशे ततो वर्षे पुमान्नारी तु षोडशे । समत्वागतवीर्यौ तौ जानीयात् कुशलो भिषक् ॥१॥** (सुश्रत० सू० ३५ । १० ॥)

આ ધન્વંતરિકૃત સુશ્રુત ગ્રંથનું પ્રમાણ છે.

**અર્થ :-** આ મનુષ્યદેહની ચાર અવસ્થા છે. એક વૃદ્ધિ, બીજી યૌવન, ત્રીજી સમ્પૂર્ણતા અને ચોથી કિંચિત્ પરિહાણિ અર્થાત્ શરીરનો થોડો થોડો હ્રાસ કરનારી. તેમાં સોળમાં વર્પથી પચ્ચીસમા સુધીમાંની અવસ્થાને વૃદ્ધિ કહે છે જે કોઈ આ વૃદ્ધિની અવસ્થામાં વીર્યાદિ ધાતુઓનો નાશ કરે છે તે સમજો કે કુહાડી વડે કાપેલા વૃક્ષ અથવા લાકડી વડે ફોડેલા ઘડા સમાન પોતાના સર્વસ્વનો નાશ કરે છે. અને પશ્ચાત્તાપમાં પડે છે. પછી તેના હાથમાં કાંઈજ સુધાર રહેતો નથી. અને બીજી યુવા અવસ્થાનો આરંભ પચ્ચીસમા વર્પથી પૂર્તિ ચાલીસમા વર્પમાં થાય છે. જે કોઈ એને યથાવત્ સંરક્ષિત નથી રાખતો, તે જાણો કે પોતાની ભાગ્યશાલીનતાનો નાશ કરે છે. અને ત્રીજી પૂર્ણ યુવાવસ્થા ચાલીસ વર્પમાં થાય છે. જે કોઈ બ્રહ્મચારી થઈને પછી ઋતુગામી, પરસ્ત્રી ત્યાગી, એક સ્ત્રીવ્રતવાળો થઈ ગર્ભ રહ્યા પશ્ચાત્ એક વર્ષ

  

પર્યંત બ્રહ્મચારી નહિ રહે, તે પણ પોતાનું કર્યું કરાવ્યું ધૂળમાં મેળવી દેશે. ચોથી અવસ્થા ચાલીસમા વર્ષે પછીની છે, એટલે જ્યાં સુધી નિર્વીર્ય ન થાય ત્યાં સુધીની કિંચિત્ હાનિરૂપ અવસ્થા છે. જો કિંચિત્ હાનિને બદલે વીર્યની અધિક હાનિ કરશે તો તે પણ રાજ્યક્ષ્મા (ક્ષય) તથા ભગંદરાદિ રોગોથી પીડિત થશે; અને જે ચારે અવસ્થાઓને યથાવત્ સુરક્ષિત રાખશે તે સર્વદા આનંદિત થઈને આખા સંસારને સુખી કરી શકશે. ॥૧॥

હવે એમાં આટલું વિશેષ સમજવું જોઈએ કે પૂર્વોક્ત ચારે અવસ્થાઓનો સમય સ્ત્રી પુરુષોનો એક સરખો નથી. પરંતુ જેટલું સામર્થ્ય પચ્ચીસમાં વર્ષમાં પુરુષનાં શરીરમાં હોય છે તેટલુંજ સામર્થ્ય સ્ત્રીનાં શરીરમાં સોળમાં વર્ષમાં આવે છે. જો કદી બહુ જલદી વિવાહ કરવાની ઇચ્છા હોય તો પચ્ચીસ વર્ષનો પુરુષ અને સોળ વર્ષની સ્ત્રી એ બંને તુલ્ય સામર્થ્યવાળાં હોય છે. ॥૨॥

માટે એ અવસ્થામાં જે વિવાહ થાય તે અધમ વિવાહ; અને સત્તર વર્ષની સ્ત્રી અને ત્રીસ વર્ષનો પુરુષ, અઢાર વર્ષની સ્ત્રી અને છત્રીસ વર્ષનો પુરુષ તથા ઓગણીસ વર્ષની સ્ત્રી અને આડત્રીસ વર્ષના પુરુષનો વિવાહ થાય, તો તે મધ્યમ સમય જાણવો. અને વીસ, એકવીસ, બાવીસ તથા ચોવીસ વર્ષની સ્ત્રી સાથે ચાલીસ, બેતાલીસ, છેંતાલીસ અને અડતાલીસ વર્ષના પુરુષનો અનુક્રમે વિવાહ થાય તો તે સર્વોત્તમ છે.

હે બ્રહ્મચારિન્ ! આ વાતોને તું ધ્યાનમાં રાખ કારણ કે તને આગળના આશ્રમોમાં કામ આવશે જે માણસો પોતાનાં સન્તાન, કુળ તથા દેશની ઉન્નતિ કરવાની ઇચ્છા રાખતા હોય તેમણે પૂર્વોક્ત ઉપદેશ પ્રમાણે યથાવત્ આચરણ કરવું જોઈએ.

  

श्रोत्रं त्वक् चक्षुषी जिह्वा नासिका चैव पञ्चमी ।
पायूपस्थं हस्तपादं वाक् चैव दशमी स्मृता ॥१॥
बुद्धीन्द्रियाणि पञ्चैषां श्रोत्रादीन्यनुपूर्वशः ।
कर्मेन्द्रियाणि पञ्चैषां पाय्वादीनि प्रचक्षते ॥२॥
एकादशं मनो ज्ञेयं स्वगुणेनोभयात्मकम् ।
यस्मिञ्जिते जितावेतौ भवतः पञ्चकौ गणौ ॥३॥
इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु ।
संयमे यत्नमातिष्ठेद्विद्वान् यन्तेव वाजिनाम् ॥४॥
इन्द्रियाणां प्रसङ्गेन दोषमृच्छत्यसंशयम् ।
संनियम्य तु तान्येव ततः सिद्धिन्नियच्छति ॥५॥
वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसि च ।
न विप्रभावदुष्टस्य सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥६॥
वशे कृत्वेन्द्रियग्रामं संयम्य च मनस्तथा ।
सर्वान् संसाधयेदर्थानक्षिण्वन् योगतस्तनुम् ॥७॥
(मनु० २।९०, ९१, ९२, ८८, ९३, ९७, १०० ॥)

यमान् सेवेत सततं न नियमान् केवलान् बुधः ।
यमान् पतत्यकुर्वाणो नियमान् केवलान् भजन् ॥८॥
(मनु० ४।२०४॥)

अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।
चत्वारि तस्य वर्द्धन्ते आयुर्विद्या यशोबलम् ॥९॥
अज्ञो भवति वै बालः पिता भवति मन्त्रदः ।
अज्ञं हि बालमित्याहुः पितेत्येव तु मन्त्रदम् ॥१०॥
न हायनैर्न पलितैर्न वित्तेन न बन्धुभिः ।
ऋषयश्चक्रिरे धर्मं योऽनूचानः स नो महान् ॥११॥

  

न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः ।
यो वै युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः ॥१२॥
यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः ।
यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥१३॥
संमानाद् ब्राह्मणो नित्यमुद्विजेत विषादिव ।
अमृतस्येव चाकाङ्क्षेदवमानस्य सर्वदा ॥१४॥
वेदमेव सदाभ्यस्येत्तपस्तप्स्यन् द्विजोत्तमः ।
वेदाभ्यासो हि विप्रस्य तपः परमिहोच्यते ॥१५॥
योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥१६॥
यथा खनन् खनित्रेण नरोवार्यधिगच्छति ।
तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥१७॥
श्रद्दधानः शुभां विद्यामाददीतावरादपि ।
अन्त्यादपि परं धर्मं स्त्रीरत्नं दुष्कुलादपि ॥१८॥
विषादप्यमृतं ग्राह्यं बालादपि सुभाषितम् ।
विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥१९॥

(मनु० २।१२१, १५३, १५४, १५६, १५७, १६२, १६६, १६८, २१८, २३८, २३९ पूर्वार्द्ध; २४० उत्तरार्द्ध ॥)

**अर्थ** :- કાન, ત્વચા, નેત્ર, જીભ, નાસિકા, ગુદા, ઉપસ્થ (મૂત્રમાર્ગ), હાથ, પગ અને વાણી એ દશ ઇન્દ્રિયો આ શરીરમાં છે ॥૧॥

તેમાં કાન આદિ પ્રથમની પાંચ જ્ઞાનેન્દ્રિય અને અને ગુદા આદિ પાછળની પાંચ કર્મેન્દ્રિય કહેવાય છે. ॥૨॥

અગિયારમી ઇંદ્રિય મન છે તે પોતાના સ્મૃતિ આદિ ગુણો વડે બન્ને જાતની ઇન્દ્રિયો સાથે સંબંધ રાખે છે. આ મનને જીતવાથી જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયોને જીતી શકાય છે. ॥૩॥

જેમ સારથિ ઘોડાને કુપથમાં નથી જવા દેતો તેમ વિદ્વાન્ બ્રહ્મચારીએ આકર્ષણ કરનારા વિષયોમાં જતી ઇંદ્રિયોને રોકવામાં સદા પ્રયત્નશીલ રહેવું જોઈએ. ॥૪॥

ઇન્દ્રિયોની સાથે મનને લગાડવાથી બ્રહ્મચારી નિઃસન્દેહ દોષી થાય છે; અને પૂર્વોક્ત દશ ઇન્દ્રિયોને વશ કર્યા પછી સિધ્ધિને પ્રાપ્ત થાય છે. ॥૫॥

જેનું બ્રાહ્મણત્વ (સન્માનની અનિચ્છા તથા ઇન્દ્રિયોને વશમાં રાખવી ઇત્યાદિ) બગડ્યું અથવા જેનો વિશેષ પ્રભાવ (વર્ણાશ્રમના ગુણ-કર્મ) બગડે છે તે મનુષ્યોનો વેદાભ્યાસ, ત્યાગ, (સંન્યાસ) લેવો, યજ્ઞ (અગ્નિહોત્રાદિ) કરવો, નિયમ (બ્રહ્મચર્યાદિ), તપ (નિંદા, સ્તુતિ તથા હાનિ લાભ આદિ દ્વન્દ્વનું સહન કરવું) આદિ કર્મ કદાપિ સિદ્ધ નથી થઈ શકતાં, માટે બ્રહ્મચારીએ પોતાના નિયમ ધર્મનું યથાવત્ પાલન કરીને સિદ્ધિને પ્રાપ્ત થવું. ॥૬॥

બ્રહ્મચારીએ સઘળી ઇન્દ્રિયોને વશ કરી, આત્માની સાથે મનને સંયુક્ત કરી યોગાભ્યાસ વડે શરીરને કિંચિત્ પીડા દઈ પોતાનાં સઘળાં પ્રયોજન સિદ્ધ કરવાં. ॥૭॥

બુદ્ધિમાન્ બ્રહ્મચારીએ યમનું નિત્ય સેવન કરવું. કેવલ નિયમનું સેવન નહિ કરવું. કારણ કે * યમનું સેવન ન કરતાં કેવલ ❖ નિયમનું સેવન કરનાર પણ પોતાનાં કર્તવ્યથી પતિત થાય છે, માટે યમના સેવન પૂર્વક નિયમસેવન નિત્ય કર્યા કરવું. ॥૮॥

---

* अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः (योग० २।३०॥).
અર્થ :- સર્વ પ્રાણીઓની સાથે નિર્વૈરતા, સત્ય બોલવું, સર્વથા ચોરી ત્યાગ, વીર્ય રક્ષણ અને વિષયભોગમાં ઘૃણા એ પાંચ યમ છે.

❖ शौचसन्तोषतपः स्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥ (योग० २।३२॥)
બાહ્યાભ્યંતર પવિત્રતા, સન્તોષ, તપ (હાનિ-લાભ આદિ દ્વન્દ્વનું સહન કરવું તે) સ્વાધ્યાય (વેદોનું પઠન) ઈશ્વર પ્રણિધાન (સર્વસ્વ ઈશ્વરાર્પણ) એ પાંચ નિયમ છે.

અભિવાદન કરવાનો જેનો સ્વભાવ છે. તથા અવસ્થા અગર વિદ્યામાં વૃદ્ધ પુરુષોનું જે નિત્ય સેવન કરે છે તેની અવસ્થા, વિદ્યા, કીર્તિ અને બળ એ ચારેની નિત્ય ઉન્નતિ થયા કરે છે. માટે બ્રહ્મચારીએ આચાર્ય, માતાપિતા, અતિથિ, મહાત્મા આદિ પોતાનાથી મોટાઓને નિત્ય નમસ્કાર અંને તેમની સેવા કરવી જોઈએ. ॥૯॥

અજ્ઞ અર્થાત્ જે કંઈ ભણ્યો નથી તેજ નિશ્ચયથી બાળક કહેવાય છે; અને જે મંત્ર અર્થાત્ બીજાને સુવિચાર આપનારો-વિદ્યા ભણાવનાર અને વિદ્યા-વિચારમાં નિપુણ હોય તે પિતાસ્થાનીય છે. કારણ કે સત્પુરુષોએ અજ્ઞને બાળક અને મન્ત્રદને જ પિતા કહેલ છે. માટે પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ સંપન્ન થઈ જ્ઞાનવાન્ તથા વિદ્યાવાન્ અવશ્ય થવું જોઈએ. ॥૧૦॥

ધર્મવેત્તા ઋષિજનોએ મોટી ઉંમરવાળાને અથવા પળીયાં વાળાને કે શિથિલાંગ વાળાને (શરીરે કરચલી પડી ગઈ હોય તેવાને) અથવા ધનિકને કે વધારે સગાંવહાલાં વાળાને વૃદ્ધ નથી માન્યા. પરંતુ એજ નિશ્ચય કર્યો છે કે જે અમારા વાદવિવાદમાં ઉત્તર દેનાર અર્થાત્ વક્તા હોય તેજ વૃદ્ધ છે. માટે બ્રહ્મચર્ય સંપન્ન થઈ વિદ્યાવાન્ થવું જોઈએ કે જેથી સંસારમાં મહાનતા-પ્રતિષ્ઠા પમાય અને બીજાઓને ઉત્તર દેવામાં અતિ નિપુણ થવાય. ॥૧૧॥

જેનું માથું પળી જાય તથા વૃદ્ધાવસ્થાને લીધે નમી જાય તે વૃદ્ધ નથી પરન્તુ યુવાન હોય છતાં જો વિદ્વાન્ હોય તો તેને જ વિદ્વાનોએ વૃદ્ધ માન્યો છે. માટે બ્રહ્મચર્ય સંપન્ન થઈ વિદ્યા ભણવી જોઈએ. ॥૧૨॥

જેવી રીતે લાકડાંનો હાથી અથવા ચામડાનું બનાવેલું હરણ નામ માત્રનાં છે તેજ પ્રમાણે અભણ વિપ્ર અર્થાત્ બ્રાહ્મણ અથવા બુદ્ધિમાન જન છે. અર્થાત્ તે નામ માત્રનો બ્રાહ્મણ છે. માટે બ્રહ્મચર્યાશ્રમ સંપન્ન થઈ વિદ્યા ભણવી જોઈએ. ॥૧૩॥

બ્રાહ્મણે માનની વિષ સમાન ઉદાસીનતા રાખવી અને અપમાનની અમૃતની પેઠે આકાંક્ષા રાખવી, અર્થાત્ બ્રહ્મચર્યાદિ આશ્રમોને માટે ભિક્ષા માગતી વખતે પણ કદી માનની ઇચ્છા ન કરવી. ॥૧૪॥

દ્વિજોત્તમે અર્થાત્ બ્રાહ્મણાદિ દ્વિજોમાં શ્રેષ્ઠ સજ્જન પુરુષે સર્વકાલ તપશ્ચર્યા સાથે વેદનો જ અભ્યાસ કરવો, કારણ કે બ્રાહ્મણ અથવા બુદ્ધિમાનોને માટે વેદાભ્યાસ કરવો તેજ આ સંસારમાં પરમ તપ કહેલું છે માટે બ્રહ્મચર્યાશ્રમ સંપન્ન થઈ અવશ્ય વેદાધ્યયન કરવું. ॥૧૫॥

જે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય વેદનું અધ્યયન ન કરતાં અન્ય શાસ્ત્રમાં શ્રમ કરે છે તે જીવતાં જ પોતાના વંશસહિત શૂદ્રત્વને પામે છે, માટે બ્રહ્મચર્યાશ્રમ સંપન્ન થઈને વેદવિદ્યા અવશ્ય ભણવી. ॥૧૬॥

જેમ કોદાળી વડે ખોદતાં ખોદતાં મનુષ્યને જલની પ્રાપ્તિ થાય છે, તેમ ગુરુની સેવા કરનાર પુરુષ ગુરુજનોમાં રહેલી વિદ્યા પ્રાપ્ત કરી શકે છે. માટે બ્રહ્મચર્યાશ્રમ સંપન્ન થઈ ગુરુજનની સેવા કરી તેમની પાસેથી વેદાદિ સાંભળવા તથા ભણવા. ॥૧૭॥

ઉત્તમ વિદ્યાની ઈચ્છાવાળા પુરુષે પોતાનાથી હલકા પાસેથી પણ જો વિદ્યા મળે તો ગ્રહણ કરવી. નીચ જાતિ પાસેથી પણ ઉત્તમ ધર્મનું ગ્રહણ કરવું અને નિંદ્ય કુળમાંથી પણ ઉત્તમ સ્ત્રી રત્નનો સ્વીકાર કરવો એ નીતિ છે. માટે ગૃહસ્થાશ્રમની પૂર્વે બ્રહ્મચર્યાશ્રમ સંપન્ન થઈ ગમે ત્યાંથી ઉત્તમ વિદ્યા ભણી ઉત્તમ ધર્મ શીખવો. તદનંતર ગૃહસ્થાશ્રમમાં ઉત્તમ સ્ત્રીની સાથે વિવાહ કરવો. ॥૧૮॥

કારણ કે વિષમાંથી પણ અમૃતનું ગ્રહણ કરવું. બાળકની પાસેથી ઉત્તમ વચનનું ગ્રહણ કરવું અને અનેક પ્રકારનાં શિલ્પકામો સર્વની પાસેથી ગ્રહણ કરવાં જોઈએ. માટે બ્રહ્મચર્યાશ્રમ સંપન્ન થઈ દેશે દેશે પર્યટન કરી ઉત્તમ ગુણ શીખવા. ॥૧૯॥

  

यान्यनवद्यानि कर्माणि । तानि सेवितव्यानि । नो इतराणि । यान्यस्माकँ सुचरितानि । तानि त्वयोपास्यानि । नो इतराणि । ये के चास्मच्छ्रेयाँसो ब्राह्मणाः । तेषां त्वयासनेन प्रश्वसितव्यम् ॥१॥

तैत्तिरी० प्रपा० ७ । अनु० ११ ॥

ऋतं तपः सत्यं तपः श्रुतं तपः शान्तं तपो दमस्तपश्शमस्तपो दानं तपो यज्ञस्तपो ब्रह्मभूर्भुवः सुवर्ब्रह्मैनदुपास्वैतत्तपः ॥२॥

तैत्तिरी० प्रपा० १०। अनु० ८ ॥

**અર્થ :-** હે શિષ્ય ! જે આનંદિત, પાપરહિત, અર્થાત્ અન્યાય, અધર્માચરણ રહિત ન્યાયધર્માચરણ સહિત કર્મો છે તેનુંજ સેવન તું કર્યા કરજે; એનાથી વિરુદ્ધ અધર્માચરણ કદી ન કરતો. હે શિષ્ય ! તારા માતાપિતા, આચાર્યાદિ અમે છીએ તેમનાં ધર્મયુક્ત ઉત્તમ કર્મો હોય તેનુંજ તું અનુકરણ કર; અને અમારાં દુષ્ટ કર્મો હોય તેનું અનુકરણ કદી ન કર. હે બ્રહ્મચારિન્ ! અમારામાં જે ધર્માત્મા, શ્રેષ્ઠ તથા બ્રહ્મવિત્ વિદ્વાન હોય તેની પાસે બેસજે, તેમનોજ સંગ કરજે અને તેમનોજ વિશ્વાસ કરજે. ॥૧॥

હે શિષ્ય ! તું યથાર્થનું ગ્રહણ સત્ય માનવું, બોલવું તથા કરવું, વેદાદિ સત્શાસ્ત્રોનું સાંભળવું, મનને અધર્માચરણમાં ન જવા દેવું, શ્રોત્રાદિ ઇન્દ્રિયોને દુષ્ટાચારના માર્ગથી રોકી શ્રેષ્ઠાચાર તરફ લગાડવી, ક્રોધાદિના ત્યાગથી શાંત થવું, વિદ્યાદિ શુભ ગુણોનું દાન, અગ્નિહોત્રાદિ કરવા તથા વિદ્વાનોનો સંગ કરીને; જેટલી ભૂમિ, અંતરિક્ષ તથા સૂર્યાદિ લોકોમાં પદાર્થ છે, તેનું યથાશક્તિ જ્ઞાન પ્રાપ્ત કરવું અને યોગાભ્યાસ, પ્રાણાયામ તથા એક પરબ્રહ્મ પરમાત્માની ઉપાસના કરવી. આ સર્વ કર્મ કરવાં તે જ તપ કહેવાય છે. ॥૨॥

ऋतञ्च स्वाध्यायप्रवचने च । सत्यञ्च स्वाध्यायप्रवचने च । तपश्च स्वाध्याय० । दमश्च स्वाध्याय० । शमश्च स्वाध्या० । अग्नयश्च स्वाध्या० ।

**अग्निहोत्रञ्च स्वाध्या० । सत्यमिति सत्यवचा राथीतरः । तप इति तपोनित्यः पौरुशिष्टिः । स्वाध्यायप्रवचने एवेति नाको मौद्गल्यः । तद्धि तपस्तद्धि तपः ॥३॥   तैत्तिरी० प्रप्रा० ७ । अनु० ९ ॥**

**અર્થ :-** હે બ્રહ્મચારિન્ ! તું અચલ સત્યને ધારણ કર, ભણ અને ભણાવ; સત્યોપદેશ કરવો કદી ન છોડ, સત્ય બોલ અને ભણ તથા ભણાવ, હર્ષ શોકાદિ છોડીને પ્રાણાયામ તથા યોગાભ્યાસ કર અને ભણ તથા ભણાવ, તારી ઈંદ્રિયોને દુષ્ટ કર્મો તરફથી હટાવી સારાં કામોમાં પ્રેર વિદ્યાનું ગ્રહણ કર તથા કરાવ, તારા અંતઃકરણ તથા આત્માને અન્યાયાચરણમાંથી ખેંચી ન્યાયાચરણમાં પ્રવૃત્ત કર અને બીજાઓને પણ તેવોજ ઉપદેશ કર તથા પઠનપાઠન કર, અગ્નિવિદ્યાનાં સેવનપૂર્વક વિદ્યા ભણ અને ભણાવ, અગ્નિહોત્ર કરતો જા અને પઠન-પાઠન કરતો જા. સત્યવાદી થવું, તપ-સત્યવચા રાથીતર આચાર્ય૦-ન્યાયાચરણથી કષ્ટ સહન કરવું તપ- તપ નિત્ય-પૌરિશિષ્ટિ આચાર્ય; અને ધર્મ માર્ગમાં ચાલી પઠન-પાઠન કરવું તથા કરાવવું અને સત્યોપદેશ કરવો એજ તપ છે, એવો નાકમૌદ્ગલ્ય આચાર્યનો મત છે. બીજા આચાર્યોના મતમાં પણ પૂર્વોક્તજ તપ છે એમ તું સમજ. ॥૩॥

ઇત્યાદિ ઉપદેશ ત્રણ દિવસની અંદર આચાર્ય અથવા બાળકના પિતાએ તે બ્રહ્મચારીને કરવો.

## પઠન-પાઠન-વિધિ

તત્પશ્ચાત્ ઘર છોડીને ગુરુકુળમાં જવું. જો પુત્ર હોય તો છોકરાઓની અને પુત્રી હોય તો પુત્રીઓની પાઠશાળામાં મોકલી દેવાં. જો ઘરમાં વર્ણોચ્ચારણની શિક્ષા યથાવત્ ન થઈ હોય તો આચાર્યે બાળકોને અને કન્યાઓને સ્ત્રીએ પાણિનિ મુનિકૃત વર્ણોચ્ચારણ શિક્ષા એક માસમાં શીખવી દેવી. પછી પાણિનિમુનિકૃત અષ્ટાધ્યાયીનો પાઠ પદચ્છેદ, અર્થ સહિત આઠ માસમાં અથવા એક વર્ષમાં ભણાવી,

ધાતુપાઠ તથા દશ લકારોનાં રૂપ સધાવવાં તથા દશ પ્રક્રિયાઓ પણ સધાવવી. પશ્ચાત્ પાણિનિ મુનિકૃત લિંગાનુશાસન, ઉણાદિકોપ, ગણપાઠ તથા અષ્ટાધ્યાયીસ્થ ણ્વુલ તથા તૃચ પ્રત્યયાદ્યન્ત સુબન્ત રૂપ છ માસમાં સધાવવાં; પછી બીજીવાર અષ્ટાધ્યાયી પદાર્થોક્તિ, સમાસ, શંકા-સમાધાન, ઉત્સર્ગ, અપવાદ* અન્વયપૂર્વક ભણાવી, અને સંસ્કૃત ભાપણનો અભ્યાસ કરાવતા જવો. આટલો અભ્યાસ આઠ માસમાં કરાવવો જોઈએ.

તત્પશ્ચાત્ પતંજલિમુનિકૃત મહાભાપ્ય કે જેમાં વર્ણોચ્ચારણ શિક્ષા, અષ્ટાધ્યાયી, ધાતુપાઠ, ગણપાઠ, ઉણાદિગણ તથા લિંગાનુશાસન એ છ ગ્રંથોની વ્યાખ્યા યથાવત્ લખી છે, તે દોઢ વર્પમાં અર્થાત્ અઢાર માસમાં ભણાવવું. આ પ્રમાણે શિક્ષા અને વ્યાકરણશાસ્ત્રને ત્રણ વર્પ પાંચ મહિના અથવા નવ મહિના અથવા ચાર વર્પમાં પૂર્ણ કરી સંસ્કૃતવિદ્યાનાં મર્મસ્થલોને સમજવા યોગ્ય થઈ જવું.

તત્પશ્ચાત્ યાસ્કમુનિકૃત નિઘંટુ, નિરુક્ત તથા કાત્યાયનાદિ મુનિકૃત કોપ દોઢ વર્પમાં ભણી, અવ્યયાર્થ આપ્તમુનિકૃત વાચ્યવાચક સંબંધરૂપ, ❖યૌગિક, ✤યોગરૂઢિ અને ●રૂઢિ=ત્રણ પ્રકારના શબ્દોના અર્થ યથાવત્ જાણવા. તત્પશ્ચાત્ પિંગલાચાર્યકૃત પિંગલસૂત્ર છંદોગ્રંથ ભાષ્યસહિત ત્રણ માસમાં ભણી, ત્રણ માસમાં શ્લોકાદિ રચન વિદ્યા

---

* જે સૂત્રનો અધિક વિપય હોય તે ઉત્સર્ગ અને જે કોઈ સૂત્રના અધિક વિપયમાંથી થોડામાં પ્રવૃત્ત થાય તે અપવાદ કહેવાય છે.

❖ યૌગિક-જે શબ્દ ક્રિયા સાથે સંબંધ ધરાવતા હોય તે યૌગિક શબ્દ કહેવાય છે. જેમકે:-પાચક (રસોઈઓ) યાજક (યજ્ઞ કરનાર) ઇત્યાદિ.

✤ યોગરુઢિ (જે શબ્દ વ્યુત્પત્તિ આત્મક થઈને નિયત વિષયને કહે છે તે યોગરૂઢિ શબ્દ કહેવાય છે.) જેવા કે પંકજ ઇત્યાદિ.

● રૂઢિ-(જે શબ્દ વ્યુત્પત્તિ આત્મક ન હોઈને નિયત વિપયને કહે છે તે રૂઢિ શબ્દ કહેવાય છે.) જેમ કે ધન; વન ઇત્યાદિ.

શીખવી પછી યાસ્કમુનિકૃત કાવ્યાલંકારસૂત્ર, વાત્સ્યાયનમુનિકૃત ભાષ્યસહિત આકાંક્ષા, યોગ્યતા, આસત્તિ અને તાત્પર્યાર્થ, અન્વયસહિત ભણી, તેની સાથે મનુસ્મૃતિ, વિદુરનીતિ અને કોઈ પણ પ્રકરણમાંથી દશ સર્ગ વાલ્મીકીય રામાયણના એટલું એક વર્ષમાં ભણવું અને ભણાવવું તથા એક વર્ષમાં સૂર્ય સિદ્ધાન્તાદિમાંથી કોઈ એક સિદ્ધાન્ત વડે ગણિત વિદ્યા, જેમાં બીજગણિત, રેખાગણિત અને પાટીગણિત કે જેને અંકગણિત પણ કહે છે તે ભણવું અને ભણાવવું, નિઘંટુથી લઈને જ્યોતિષ સુધીના વેદાંગને ચાર વર્ષમાં ભણવા-ભણાવવાં.

તત્પશ્ચાત્ જૈમિનિમુનિકૃત પૂર્વમીમાંસા વ્યાસમુનિકૃત વ્યાખ્યાસહિત, ગૌતમમુનિકૃત પ્રશસ્તપાદભાષ્યસહિત. કણાદમુનિકૃત વૈશેષિક સૂત્રરૂપ શાસ્ત્ર, વાત્સ્યાયનમુનિકૃત ભાષ્યસહિત, ગૌતમમુનિકૃત સૂત્રરૂપ ન્યાયશાસ્ત્ર, વ્યાસમુનિકૃત ભાષ્ય સહિત, પતંજલિમુનિકૃત યોગસૂત્ર યોગશાસ્ત્ર, ભાગુરિમુનિકૃત ભાષ્યયુક્ત, કપિલાચાર્યકૃત સૂત્રરૂપ સાંખ્યશાસ્ત્ર, જૈમિનિ અથવા બોધાયન આદિ મુનિકૃત વ્યાખ્યાસહિત, વ્યાસમુનિકૃત શારીરિક સૂત્ર તથા ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડૂક્ય, ઐતરેય, તૈત્તિરીય, છાંદોગ્ય અને બૃહદારણ્યક એ દશ ઉપનિષદ્, વ્યાસાદિ મુનિકૃત વ્યાખ્યાસહિત વેદાન્તશાસ્ત્ર, આ છ શાસ્ત્રો બે વર્ષમાં ભણવાં.

તત્પશ્ચાત્ બહ્‌વૃચ ઐતરેય, ઋગ્વેદનો બ્રાહ્મણ; આશ્વલાયનકૃત શ્રૌત તથા ગૃહ્યસૂત્ર અને કલ્પસૂત્ર *પદ, ક્રમ તથા વ્યાકરણાદિની સહાયતા વડે છંદ, સ્વર, પદાર્થ અન્વય તથા ભાવાર્થ સહિત ઋગ્વેદનું પઠન ત્રણ વર્ષમાં કરવું. એજ પ્રમાણે યજુર્વેદને શતપથ બ્રાહ્મણ તથા પદાદિ સહિત બે વર્ષમાં અને સામ બ્રાહ્મણ અને પદાદિ તથા ગાન

* જે બ્રાહ્મણ અથવા સૂત્ર વેદવિરુદ્ધ હિંસાકારક હોય તેને પ્રમાણભૂત નહિ માનવાં.

સહિત સામવેદ બે વર્ષમાં અને ગોપથ બ્રાહ્મણ તથા પદાદિ સહિત અથર્વવેદ બે વર્ષની અંદર ભણવા અને ભણાવવા. બધા મળીને નવ વર્ષમાં ચારે વેદોનું અધ્યયન કરવું જોઈએ.

પછી ઋગ્વેદનો ઉપવેદ આયુર્વેદ, જેને વૈદ્યકશાસ્ત્ર કહે છે તે અર્થાત્ ધન્વન્તરિકૃત સુશ્રુત તથા નિઘંટુ તથા પતંજલિ ઋષિકૃત ચરક આદિ આર્ષ ગ્રંથ ત્રણ વર્ષમાં ભણવા. જેવાં સુશ્રુતમાં શસ્ત્ર લખ્યાં છે તેવાં બનાવી શરીરના સઘળા અવયવોને ચીરીને જોવાં તથા તેમાં જે શારીરિકાદિ વિદ્યા લખી છે, તેનો પ્રત્યક્ષ અનુભવ કરવો.

તત્પશ્ચાત્ યજુર્વેદનો ઉપવેદ ધનુર્વેદ, કે જેને શસ્ત્રાસ્ત્ર વિદ્યા કહે છે તે અર્થાત્ એ વિષયના અંગિરાદિ ઋષિકૃત ગ્રંથો જે હાલમાં પ્રાયઃ મળતા નથી તે ત્રણ વર્ષમાં ભણવા અને ભણાવવા પછી સામવેદનો ઉપવેદ ગાંધર્વવેદ, જેમાં નારદસંહિતાદિ ગ્રંથ છે તે ભણીને સ્વર રાગ રાગિણી, સમય, વાદિત્ર, ગ્રામ, મૂર્છના, તાલ આદિનો અભ્યાસ યથાવત્ ત્રણ વર્ષમાં કરવો.

તત્પશ્ચાત્ અથર્વવેદનો ઉપવેદ અર્થવેદ, જેને શિલ્પશાસ્ત્ર પણ કહે છે જેમાં વિશ્વકર્મા, ત્વષ્ટા અને મયકૃત સંહિતા ગ્રંથ છે. તે છ વર્ષમાં ભણી વિમાન તાર ભૂગર્ભાદિ વિદ્યાઓનો સાક્ષાત્કાર કરવો.

આ રીતે શિક્ષાથી આયુર્વેદ સુધી ચૌદ વિદ્યાઓને એકત્રીસ વર્ષમાં ભણી મહાવિદ્વાન્ થઈ પોતાના તથા સર્વ જગત્નાં કલ્યાણ અને ઉન્નતિ માટે સદા પ્રયત્ન કરવો.

। इति वेदारम्भसंस्कारविधिः समाप्तः ।

# ॥ अथ समावर्त्तनसंस्कारविधिं वक्ष्यामः ॥

બ્રહ્મચર્ય વ્રત ધારણ કરીને સાંગોપાંગ વેદવિદ્યા, ઉત્તમશિક્ષા તથા પદાર્થ વિજ્ઞાનને પૂર્ણ રીતિએ પ્રાપ્ત કરી. વિવાહ-વિધાનપૂર્વક ગૃહાશ્રમ ગ્રહણને માટે વિદ્યાલય છોડીને ઘેર આવવું તેને સમાવર્તન સંસ્કાર કહે છે. તેમાં પ્રમાણ -

**वेदसमाप्तिं वाचयीत । कल्याणैः सह सम्प्रयोगः ॥**

**स्नातकायोपस्थिताय । राज्ञे च । आचार्यश्वशुरपितृव्यमातुलानां च**

**दधनि मध्वानीय । सर्पिर्वा मध्वलाभे । विष्टरः पाद्यमर्घ्यमाचमनीयं मधुपर्कः ॥**

આ આશ્વલાયન ગૃહ્યસૂત્ર-પ (૧।૨૨।૧૬; ૧।૨૩।૨૦; ૧।૨૪।૨-૭ ।।) તથા પારસ્કર ગૃહ્યસૂત્ર (૨।૬।૧-૨; ૨।૫।૩૨।)માં :-

**वेदँसमाप्य स्नायाद् ॥ ब्रह्मचर्यं वाष्टचत्वारिँशकम् । त्रय एव स्नातका भवन्ति । विद्यास्नातको व्रतस्नातको विद्याव्रतस्नातकश्चेति ॥**

અર્થ :- જ્યારે વેદાધ્યયન સમાપ્ત થાય ત્યારે સમાવર્તન સંસ્કાર કરવો, સર્વ વ્યવહારોમાં સદા પુણ્યાત્મા પુરુષોને સાથે રાખવા. રાજા, આચાર્ય, સસરા, કાકા તથા મામા આદિનું આગમન જ્યારે થાય તથા સ્નાતક અર્થાત્ વિદ્યા તથા બ્રહ્મચર્ય પૂર્ણ કરીને બ્રહ્મચારી ઘેર આવે ત્યારે પ્રથમ પગ ધોવાને માટે જલ તથા મુખપ્રક્ષાલનને માટે અને આચમનને માટે શુદ્ધ જલ આપવું ત્યારપછી તેમને શુભાસન ઉપર બેસાડી દહીંમાં મધ અથવા મધ ન મળે તો ઘી મેળવીને એક સારા પાત્રમાં નાખી મધુપર્ક આપવું. વેદ સમાપ્ત કરીને અથવા અડતાલીસ વર્ષનું બ્રહ્મચર્ય પૂર્ણ કરીને બ્રહ્મચારીએ વિદ્યાવ્રત સ્નાન કરવું. સ્નાતક

 

ત્રણ પ્રકારના છે. (૧) * વિદ્યા સ્નાતક (૨) વ્રતસ્નાતક અને (૩) વિદ્યાવ્રતસ્નાતક.

**तं प्रतीतं स्वधर्मेण धर्मदायहरं पितुः ।**
**स्त्रग्विणं तल्प आसीनमर्हयेत् प्रथमं गवा ॥** (मनु० ३।३॥)

જે વિદ્વાન માતા-પિતાનો પુત્ર, શિષ્ય, બ્રહ્મચારી હોય તે સ્વધર્મથી યથાવત યુક્ત પિતા સમાન તે આચાર્યને ઉત્તમ આસન પર બેસાડી, પુષ્પમાળા પહેરાવી પ્રથમ ગાયનું દાન આપે યથાશક્તિ વસ્ત્ર અને ધન વગેરે આપીને સત્કાર કરે.

**तानि कल्पद् ब्रह्मचारी सलिलस्य पृष्ठे तपोऽतिष्ठत्तप्यमानः समुद्रे । स स्नातो बभ्रुः पिङ्गलः पृथिव्यां बहु रोचते** (अथर्व० ११।५।२६॥)

**અર્થ :-** જે બ્રહ્મચારી સમુદ્રસમાન મહા ગંભીર, બ્રહ્મચર્ય વ્રતમાં ઉત્તમ રહી મહાતપ સહિત વેદ પઠન, વીર્ય નિગ્રહ તથા આચાર્યનાં પ્રિયાચરણ આદિ કર્મોને પૂર્ણ કરીને પૃષ્ઠ ૧૨૫-૧૨૬માં લખ્યા પ્રમાણે સ્નાનવિધિ કરીને, પૂર્ણવિદ્યા ધારણ કરી, સુંદર વર્ણ યુક્ત થઈ પૃથ્વીમાં અનેક શુભ ગુણ કર્મ તથા સ્વભાવ વડે પ્રકાશિત થાય છે, તેજ ધન્યવાદને યોગ્ય છે.

**સમાવર્ત્તનનો સમય :** પૃષ્ઠ ૧૧૧-૧૧૨માં લખ્યા પ્રમાણે જાણવો, પરંતુ જ્યારે દરેક વિદ્યા, હસ્તક્રિયા તથા બ્રહ્મચર્યવ્રત પૂર્ણ થાય, ત્યારે જ ગૃહાશ્રમની ઇચ્છા સ્ત્રી તથા પુરુષે કરવી. વિવાહનાં સ્થાન બે છે. એક આચાર્યનું ઘર અને બીજું પોતાનું ઘર. બેમાંથી કોઈપણ ઠેકાણે આગળ લખ્યા પ્રમાણે વિવાહનો સઘળો વિધિ કરવો. આ સંસ્કારનો

---

* (૧) જે બ્રહ્મચારી કેવળ વિદ્યા સમાપ્ત કરે અને બ્રહ્મચર્ય સમાપ્ત થતા પહેલાં સ્નાન કરે છે તે વિદ્યા સ્નાતક (૨) જે બ્રહ્મચર્ય વ્રત સમાપ્ત કરે છે, પણ વિદ્યા સમાપ્ત ન કરતાં પહેલાં સ્નાન કરે છે તે વ્રતસ્નાતક (૩) અને જે વિદ્યા તથા બ્રહ્મચર્યવ્રત બન્ને સમાપ્ત કરીને સ્નાન કરે છે તે વિદ્યાવ્રતસ્નાતક કહેવાય છે.

  

વિધિ પૂરો કર્યા પછી વિવાહ કરવો.

**વિધિ :-** જે દિવસ સમાવર્ત્તનને માટે નિયત કર્યો હોય તે દિવસે આચાર્યના ઘરમાં પૃષ્ઠ ૧૭-૧૮માં લખ્યા પ્રમાણે યજ્ઞકુંડ આદિ બનાવીને શાકલ્ય તથા સામગ્રી સંસ્કારને આગલે દિવસે તૈયાર કરી રાખેલી હોય તે યજ્ઞકુંડની પાસે મૂકવી અને સ્થાલીપાક* બનાવી, ઘૃતાદિ શુદ્ધ કરી યજ્ઞશાલામાં વેદીની સમીપમાં મૂકવો. પછી ચારે દિશાઓમાં આસન બિછાવી ઋત્વિજોનું વરણ કરવું. પશ્ચાત્ ઈશ્વરોપાસના, સ્વસ્તિવાચન શાંતિકરણ કરવા. આ સમયે જેટલા અન્ય પુરુપો આવ્યા હોય તે પણ એકાગ્રચિત્ત થઈ ઈશ્વરના ધ્યાનમાં મગ્ન થાય.

તત્પશ્ચાત્ આચાર્યે અગ્ન્યાધાન, સમિદાધાન કરી વેદીની ચારે દિશાએ જલપ્રોક્ષણ કરવું. ત્યારબાદ આઘારાવાજ્યભાગાહુતિ ચાર તથા વ્યાહૃતિ ચાર અને (त्वन्नोअग्ने०) ઇત્યાદિ આઠ ઘૃતાહુતિ અને એક સ્વિષ્ટકૃત આહુતિ તથા એક પ્રાજાપત્યાહુતિ એમ મળી અઢાર આહુતિઓ આપવી.

તત્પશ્ચાત્ બ્રહ્મચારીએ પૃ. ૯૭ના (अग्ने सुश्रव०) મંત્ર વડે યજ્ઞકુંડના મધ્યમાં અગ્નિને એકઠો કરવો. તત્પશ્ચાત્ પૃ. ૯૭માં લખ્યા પ્રમાણે (ओं अग्नये समिध०) મંત્ર વડે યજ્ઞકુંડમાં ત્રણ સમિધા હોમવી; પૃ. ૯૭માં લખેલા (ओं तनूपा०) ઇત્યાદિ સાત મંત્રો વડે જમણા હાથની હથેળી તપાવી મુખસ્પર્શ કરતા જવો. તત્પશ્ચાત્ પૃ. ૯૮માં લખ્યા પ્રમાણે (वाङ्म०) ઇત્યાદિ મંત્રો વડે અંગસ્પર્શ કરી સુગંધાદિ ઔષધીયુક્ત જલથી ભરેલા આઠ ઘડા કે જે પ્રથમથીજ વેદીની ઉત્તરમાં મૂકી રાખ્યા હોય તેમાંનો એક ઘડો નીચેનો મંત્ર બોલી લેવો. :-

---

* જે પૂર્વે પૃ. ૧૮માં લખેલ બનાવીને તૈયાર રાખવો.

  

**ओं ये अप्स्वन्तरग्नयः प्रविष्टा गोह्य उपगोह्यो मयूषो मनोहास्खलो विरुजस्तनूदुषुरिन्द्रियहा तान् विजहामि यो रोचनस्तमिह गृह्णामि ॥**

(પાર૦ ગૃ૦ ૨।૬।૧૦।।)

તત્પશ્ચાત્ તે ઘડામાંથી પાણી લઈ નિમ્નલિખિત મંત્ર બોલી સ્નાન કરવું :-

**ओं तेन मामभिसिञ्चामि श्रियै यशसे ब्रह्मणे ब्रह्मवर्चसाय ॥**

(પાર૦ગૃ૦ ૨।૬।૧૧।।)

પુનઃ ઉપર પ્રમાણેજ (ये अप्स्वन्तर०) મંત્ર બોલી બીજો ઘડો લઈ તેમાંથી લોટામાં પાણી લઈને નીચેનો મંત્ર બોલી સ્નાન કરવું :-

**ओं येन श्रियमकृणुतां येनावमृशताꣳसुराम् । येनाक्ष्यावभ्यसिञ्चतां यद्वां तदश्विना यशः ॥** (પારે૦ગૃ૦ ૨।૬।૧૨।।)

ફરીથી ઉપરનો (ये अप्स्वन्तर) મંત્ર બોલી વેદીની ઉત્તરમાં મૂકેલા ઘડાઓમાંથી; ત્રણ ઘડા લઈ પ્રથમ લખેલા (आपो हिष्टा०) ઇત્યાદિ ત્રણ મંત્રો બોલી તેમાંના જળ વડે સ્નાન કરવું; ત્યારબાદ બાકી રહેલા ત્રણ ઘડાઓમાંથી પાણી લઈને પૃ. ૯૦માં લખેલ (आपो हिष्टा०) ઇત્યાદિ ત્રણ મંત્રો મનમાં બોલી સ્નાન કરવું.; પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર બોલી બ્રહ્મચારીએ મેખલા તથા દંડ છોડી દેવાં :-

**ओम् उदुत्तमं वरुण पाशमस्मदवाधमं वि मध्यमꣳश्रथाय । अथा वयमादित्यव्रते तवानागसोऽअदितये स्याम ॥** (यजुः० अ० १२ मं० १२ ॥)

તત્પશ્ચાત્ તે સ્નાતક બ્રહ્મચારીએ સૂર્યની સન્મુખ ઊભા રહીને નિમ્નલિખિત મંત્ર વડે પરમાત્માનું ઉપસ્થાન સ્તુતિ કરવા.

**ओम् उद्यन् भ्राजभृष्णुरिन्द्रो मरुद्भिरस्थात् प्रातर्यावभिरस्था-दशसनिरसि दशसनिं मा कुर्वाविदन् मा गमय । उद्यन् भ्राजभृष्णुरिन्द्रो मरुद्भिरस्थाद्दिवा यावभिरस्थाच्छतसनिरसि शतसनिं मा कुर्वाविदन् मा**

  

**गमय । उद्यन् भ्राजभृष्णुरिन्द्रो मरुद्भिरस्थात् सायं यावभिरस्थात् सहस्रसनिरसि सहस्रसनिं मा कुर्वाविदन् मा गमय ॥**

(પાર૦ગૃ૦ ૨।૬।૧૬ ॥)

ઉપર પ્રમાણે પરમાત્માનું ઉપસ્થાન કરી દહીં અથવા તલ ખાઈ બ્રહ્મચારીએ પોતાની જટા, લોમ, નખ વગેરે કઢાવીને નિમ્નલિખિત મંત્ર બોલી ઉમરડાનું દાતણ કરવું :-

**ओम् अन्नाद्याय व्यूहध्वँसोमो राजाऽयमागमत् । स मे मुखं प्रमार्क्ष्यते यशसा च भगेन च ॥** (પાર૦ગૃ૦ ૨।૬।૧૭॥)

તત્પશ્ચાત્ સુગંધી દ્રવ્ય શરીરે ચોળી, શુદ્ધ જલ વડે સ્નાન કરી, શરીર કોરુ કરી, અધોવસ્ત્ર અર્થાત્ ધોતીયું અગર પીતામ્બર ધારણ કરી સુગન્ધયુક્ત ચંદનાદિનું અનુલેપન કરવું. તત્પશ્ચાત્ નીચેના મંત્ર વડે ચક્ષુ, મુખ, કર્ણ તથા નાસિકાનાં છિદ્રોનો સ્પર્શ કરવો :-

**ओं प्राणापानौ मे तर्पय,** (મુખ તથા નાસિકા)

**चक्षुर्मे तर्पय (નેત્ર) श्रोत्रं मे तर्पय (કર્ણ) ॥** (પાર૦ગૃ૦ ૨।૬।૧૮॥)

તત્પશ્ચાત્ દક્ષિણ હસ્તાંજલિમાં પાણી લઈ, અપસવ્ય કરી (જનોઈ ડાબા હાથ તરફનું ફેરવી નાખવું તે) દક્ષિણ મુખે રહી, નિમ્નલિખિત મંત્ર બોલી તે પાણી જમીન ઉપર રેડી દેવું.

**ओं पितरः शुन्धध्वम् ॥** (પાર૦ગૃ૦ ૨।૬।૧૯॥)

પશ્ચાત્ સવ્ય (જનોઈ હમેશાં જે સ્થિતિમાં રાખીએ છીએ તેમ) કરી નીચેના મંત્રનો જપ કરવો :-

**ओ सुचक्षा अहमक्षीभ्यां भूयासँसुवर्चा मुखेन । सुश्रुत्कर्णाभ्यां भूयासम् ॥** (પાર૦ગૃ૦ ૨।૬।૧૯॥)

ત્યારબાદ નિમ્ન લિખિત મંત્રો બોલી સુંદર વસ્ત્ર ધારણ કરવું :-

  

**ओं परिधास्यै यशोधास्यै दीर्घायुत्वाय जरदष्टिरस्मि । शतं च जीवामि शरदः पुरूची रायस्पोषमभिसंव्ययिष्ये ॥** (पार०गृ० २।६।२०॥)

પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર વડે ઉપવસ્ત્ર ધારણ કરવું :-

**ओं यशसा मा द्यावापृथिवी यशसेन्द्राबृहस्पती । यशो भगश्च मा विदद्यशो मा प्रतिपद्यताम् ॥** (पार०गृ० २।६।२१॥)

પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર વડે સુગંધિત પુષ્પોની માળા હાથમાં લેવી. :-

**ओं या आहरज्जमदग्निः श्रद्धायै कामायेन्द्रियाय । ता अहं प्रतिगृह्णामि यशसा च भगेन च ॥** (पार०गृ० २।६।२३॥)

પશ્ચાત્ નિમ્ન મંત્ર બોલી તે માળા ધારણ કરવી :-

**ओं यद्यशोऽप्सरसामिन्द्रश्चकार विपुलं पृथु । तेन सङ्ग्रथिताः सुमनस आबध्नामि यशो मयि ॥** (पार०गृ० २।६।२४॥)

માળા ધારણ કર્યા પછી શિરોવેષ્ટન અર્થાત્ પાઘડી, ફેંટો, ટોપી અથવા મુકુટ હાથમાં લઈ પૃ. ૯૨માં લખેલા "युवा सुवासा०" મંત્ર વડે ધારણ કરવાં.

પશ્ચાત્ અલંકાર લઈ નિમ્ન મંત્ર વડે ધારણ કરવા :-

**ओम् अलङ्करणमसि भूयोऽलङ्करणं भूयात् ॥**

(पार०गृ० २।६।२६॥)

પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર વડે આંખમાં અંજન કરવું :-

**ओं वृत्रस्यासि कनीनकश्चक्षुर्दा असि चक्षुर्मे देहि ॥**

(पा०गृ० २।६।२७॥ यजु० ४।३॥)

તત્પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર બોલી આરસીમાં મુખાવલોકન કરવું :-

**ओं रोचिष्णुरसि ॥** (पार०गृ० २।६।२८।।)

પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર વડે છત્રી ધારણ કરવી :-

**ओं बृहस्पतेश्छदिरसि पाप्मनो मामन्तर्धेहि तेजसो यशसो माऽन्तर्धेहि ॥** (पार०गृ० २।६।२९।।)

પશ્ચાત્ નિમ્ન મંત્ર વડે ઉપાનહ-પાદવેષ્ટન-પગરખા અને જેને જોડા પણ કહે છે તે ધારણ કરવા.

**ओं प्रतिष्ठे स्थो विश्वतो मा पातम् ।**

પશ્ચાત્ નિમ્ન મંત્ર વડે વાંસ વગેરેની સુંદર લાકડી ધારણ કરવી.

**ओं विश्वाभ्यो मा नाष्ट्राभ्यस्परिपाहि सर्वतः ॥**

ત્યારબાદ બ્રહ્મચારીનાં માતાપિતાએ આચાર્યકુલમાંથી પોતાના પુત્રને માનપ્રતિષ્ઠા, ઉત્સવ અને ઉત્સાહથી પોતાના ઘેરે લઈ આવવો, તથા મધુપર્કાદિવડે તેનો સત્કાર કરવો.

ત્યારબાદ સંસ્કારમાં આવેલા આચાર્ય આદિનો ઉત્તમ અન્નપાનાદિ વડે સત્કાર કરવો; પછી સ્નાતકે તથા તેના માતાપિતાએ આચાર્યને ઉત્તમ આસન ઉપર બેસાડી મધુપર્ક, પુષ્પમાળા, વસ્ત્ર ગોદાનાદિ તથા ધનાદિ પદાર્થો વડે યથાશક્તિ દક્ષિણા આપવી. અને પશ્ચાત્ આચાર્યમાં જે જે ઉત્તમ ગુણો હોય તેની પ્રશંસા કરી વિદ્યાદાન તથા કૃતજ્ઞતા સર્વ જનોને આ પ્રમાણે સંભળાવવા.

હે ભક્તજનો ! આ મહાશય પૂજ્ય આચાર્યે મારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે, કારણ કે જેણે મને પશુતાથી છોડાવી ઉત્તમ વિદ્વાન્ બનાવ્યો છે, તેનો પ્રત્યુપકાર હું કંઈ પણ કરી શકવા અસમર્થ છું. એના બદલામાં હું મારા આચાર્યને અનેક ધન્યવાદ આપી નમસ્કાર કરી પ્રાર્થના કરું છું કે "જેમ આપે મને ઉત્તમ શિક્ષા અને વિદ્યા દાન આપી કૃતકૃત્ય કર્યો છે તેજ પ્રમાણે અન્ય વિદ્યાર્થીઓને પણ કરશો; અને

જેમ આપે મને વિદ્યા આપી આનંદિત કર્યો છે તેમ અન્ય વિદ્યાર્થિઓને હું પણ કૃતકૃત્ય અને આનંદિત કરતો રહીશ. અને આપના કરેલા ઉપકારને હું નહીં ભૂલું. સર્વ શક્તિમાન જગદીશ્વર આપને, મને તથા સર્વ પઠનપાઠન કરનારાઓને અને આખા સંસાર ઉપર પોતાની કૃપાદ્રષ્ટિ કરી સર્વને સભ્ય, વિદ્વાન, શરીર તથા આત્માના બલયુક્ત અને પરોપકારાદિ શુભ કર્મોની સિધ્ધિ કરવા-કરાવવામાં ચિરાયુ, સ્વસ્થ, પુરુપાર્થી તથા ઉત્સાહી કરે; કે જેથી પરમાત્માની આ સૃષ્ટિમાં તેનાં ગુણ-કર્મ-સ્વભાવાનુકૂળ પોતાના ગુણ, કર્મ તથા સ્વભાવ બનાવી ધર્માર્થકામ અને મોક્ષની સિધ્ધિ કરી-કરાવીને સર્વદા આનંદમાં રહીએ".

॥ इति समावर्तनसंस्कारविधिः समाप्तः ॥

# ॥ अथ विवाहसंस्कारविधिं वक्ष्यामः ॥

વિવાહ એટલે પૂર્ણ બ્રહ્મચર્યવ્રત, વિદ્યા તથા બળની પ્રાપ્તિ કરીને તથા સર્વ પ્રકારે શુભગુણ, કર્મ તથા સ્વભાવમાં પરસ્પર તુલ્ય પ્રીતિયુક્ત થઈને નિમ્નલિખિત વિધિ પ્રમાણે સન્તાનોત્પત્તિ તથા પોત પોતાના વર્ણાશ્રમાનુકૂલ ઉત્તમ કર્મ કરવાને માટે સ્ત્રી અને પુરુષનો સંબંધ બાંધવામાં આવે છે તેને વિવાહ કહે છે. એને માટે પ્રમાણ :-

**उदगयन आपूर्य्यमाणपक्षे पुण्ये नक्षत्रे* चौलकर्मोपनयन-गोदानविवाहाः ॥१॥**

**सार्वकालमेके विवाहम् ॥२॥**

आश्व० गृ०सू० (अ० १ । कं० ४ । सू० १-२ ॥)

**आवसथ्याधानं दारकाले ॥३॥** पार०गृ०सू०कां० १ । कं० २ । सू० १ ॥)

**पुण्ये नक्षत्रे दारान् कुर्वीत ॥४॥**

**लक्षणप्रशस्तान् कुशलेन ॥५॥** गोभि०गृ०सू० (प्रपा०२ कं०१ सू० १-२ ॥)

**અર્થ** :- ઉત્તરાયણ શુકલપક્ષમાં શુભ દિવસ અર્થાત્ જે દિવસે મન પ્રસન્ન હોય તે દિવસે વિવાહ કરવો જોઈએ. ।૧। કેટલાક આચાર્યનો મત એવો છે કે કોઈપણ વખતે વિવાહ કરવો. ।૨। વિવાહમાં જે અગ્નિ સ્થાપના થાય છે તેને 'આવસથ્યાગ્નિ' કહે છે. ।૩। જે દિવસે મન પ્રસન્ન હોય તે દિવસે પુરુષે સ્ત્રીનું પાણિગ્રહણ, શુભગુણાદિ યુક્ત સ્ત્રી સાથે કરવું. ।૪।

**વિવાહનો સમય** :- પૃ. ૧૦૮ થી ૧૧૨ સુધીમાં લખ્યા પ્રમાણે જાણવો. વધૂ તથા વરની આયુ, કુલ, નિવાસસ્થાન, શરીર તથા

---

* આ નક્ષત્રાદિનો વિચાર કલ્પનાયુક્ત છે માટે પ્રમાણ નથી.

સ્વભાવની પરીક્ષા અવશ્ય કરવી. અર્થાત્ બન્ને સજ્ઞાન અને વિવાહની ઇચ્છાવાળાં હોવાં જોઈએ; વરની ઉંમર સ્ત્રીની ઉંમર કરતાં ઓછામાં ઓછી દોઢી અને વધારેમાં વધારે બમણી હોવી જોઈએ. પરસ્પર કુલની પરીક્ષા પણ કરવી જોઈએ. એને માટે પ્રમાણ :-

वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम् ।
अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममाविशेत् ॥१॥
गुरुणानुमतः स्नात्वा समावृत्तो यथाविधि ।
उद्वहेत द्विजो भार्यां सवर्णां लक्षणान्विताम् ॥२॥
असपिण्डा च या मातुरसगोत्रा च या पितुः ।
सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥३॥
महान्त्यपि समृद्धानि गोऽजाविधनधान्यतः ।
स्त्रीसम्बन्धे दशैतानि कुलानि परिवर्जयेत् ॥४॥
हीनक्रियं निष्पुरुषं निश्छन्दो रोमशार्शसम् ।
क्षय्यामयाव्यपस्मारिश्वित्रिकुष्ठिकुलानि च ॥५॥
नोद्वहेत् कपिलां कन्यां नाधिकाङ्गीं न रोगिणीम् ।
नालोमिकां नातिलोमां न वाचाटां न पिङ्गलाम् ॥६॥
नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्यपर्वतनामिकाम् ।
न पक्ष्यहिप्रेष्यनाम्नीं न च भीषणनामिकाम् ॥७॥
अव्यङ्गाङ्गीं सौम्यनाम्नीं हंसवारणगामिनीम् ।
तनुलोमकेशदशनां मृद्वङ्गीमुद्वहेत् स्त्रियम् ॥८॥
ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः ।
गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥९॥

आच्छाद्य चार्चयित्वा च श्रुतिशीलवते स्वयम् ।
आहूय दानं कन्याया ब्राह्मो धर्मः प्रकीर्तितः ॥१०॥
यज्ञे तु वितते सम्यगृत्विजे कर्म कुर्वते ।
अलङ्कृत्य सुतादानं दैवं धर्मं प्रचक्षते ॥११॥
एकं गोमिथुनं द्वे वा वरादादाय धर्मतः ।
कन्याप्रदानं विधिवदार्षो धर्मः स उच्यते ॥१२॥
सह नौ चरतां धर्ममिति वाचानुभाष्य च ।
कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधिः स्मृतः ॥१३॥
ज्ञातिभ्यो द्रविणं दत्त्वा कन्यायै चैव शक्तितः ।
कन्याप्रदानं विधिवदासुरो धर्म उच्यते ॥१४॥
इच्छयाऽन्योन्यसंयोगः कन्यायाश्च वरस्य च ।
गान्धर्वः स तु विज्ञेयो मैथुन्यः कामसम्भवः ॥१५॥
हत्वा छित्वा च भित्त्वा च क्रोशन्तीं रुदतीं गृहात् ।
प्रसह्य कन्याहरणं राक्षसो विधिरुच्यते ॥१६॥
सुप्तां मत्तां प्रमतां वा रहो यत्रोपगच्छति ।
स पापिष्ठो विवाहानां पैशाचश्चाष्टमोऽधमः ॥१७॥
ब्राह्मादिषु विवाहेषु चतुर्ष्वेवानुपूर्वशः ।
ब्रह्मवर्चस्विनः पुत्रा जायन्ते शिष्टसंमताः ॥१८॥
रूपसत्त्वगुणोपेता धनवन्तो यशस्विनः ।
पर्याप्तभोगा धर्मिष्ठा जीवन्ति च शतं समाः ॥१९॥
इतरेषु तु शिष्टेषु नृशंसानृतवादिनः ।
जायन्ते दुर्विवाहेषु ब्रह्मधर्मद्विषः सुताः ॥२०॥

अनिन्दितैः स्त्रीविवाहैरनिन्द्या भवति प्रजा ।
निन्दितैर्निन्दिता नृणां तस्मान्निद्यान् विवर्जयेत् ॥२१॥

(मनु० अ० ३ । श्लो० २, ४-१०-२१-२७-३४, ३९-४२ ॥)

**અર્થ :-** બ્રહ્મચર્ય ધારણ કરી ચાર, ત્રણ, બે અથવા એક વેદ યથાવત ભણી, અખંડિત બ્રહ્મચર્યનું પાલન કરી પછી ગૃહસ્થાશ્રમ કરવો. ।૧।

ઉત્તમ રીતિએ બ્રહ્મચર્ય તથા વિદ્યાનું ગ્રહણ કરી, ગુરુની આજ્ઞા લઈ, સ્નાન કરીને બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યે પોતાના વર્ણની ઉત્તમ લક્ષણયુક્ત સ્ત્રી સાથે વિવાહ કરવો. ।૨।

જે સ્ત્રી માતાની છ પેઢી અને પિતાની સગોત્રી ન હોય, તે જ દ્વિજોને માટે વિવાહનાં કાર્યમાં ઉત્તમ છે. ।૩।

વિવાહમાં નીચે લખેલા દશ કુળોનો ત્યાગ કરવો જોઈએ. ગમે તો તે ગાય આદિ પશુ, ધન તથા ધાન્યાદિમાં ગમે તેટલાં મોટાં હોય તો પણ તેવા કુળમાંની કન્યા સાથે વિવાહ કદી પણ ન કરવો. ।૪।

એ દશ કુળ આ પ્રમાણે છે (૧) જે કુલ ઉત્તમ ક્રિયાથી રહિત હોય (૨) જે કુળમાં કોઈ પણ ઉત્તમ પુરુષ ન હોય (૩) જે કુળમાં કોઈ વિદ્વાન ન હોય (૪) જે કુળમાં શરીર ઉપર મોટાં મોટાં રૂવાં હોય (૫) જે કુળમાં અર્શ (હરસ)નો રોગ હોય (૬) જે કુળમાં ક્ષયરોગ હોય (૭) જે કુળમાં અગ્નિમંદતાને લીધે આમાશયનો રોગ હોય (૮) જે કુળમાં મૃગી (હિસ્ટીરીઆ)નો રોગ હોય (૯) જે કુળમાં સફેદ કોઢ અને (૧૦) જે કુળમાં ગલિતકુષ્ઠ (જેને લીધે હાથ પગનાં આંગળાં ગળી જઈ ટૂટી પડે છે તે) રોગ હોય તેવાં દશ કુળનો વિવાહમાં ત્યાગ કરવો જોઈએ. એવાં કુળનાં સ્ત્રી અથવા પુરુષે કોઈ સાથે વિવાહ ન કરવો જોઈએ. ।૫।

પીળા રંગવાળી, અધિક અંગવાળી એટલે કે છ આંગળી ઇત્યાદિ, રોગવતી, જેના શરીર ઉપર બિલકુલ રૂવાં ન હોય અથવા મોટાં મોટાં રૂવાં હોય તેવી, વ્યર્થ બકબક કરનારી અને જેનાં પીળાં, બિલાડીનાં જેવાં નેત્ર હોય. ।૬।

તથા જે કન્યાનું નામ નક્ષત્ર પર અર્થાત્ રેવતી, રોહિણી ઇત્યાદિ હોય, નદી નામવાળી ગંગા, જમના વગેરે, પર્વત નામવાળી પાર્વતી, વિન્ધ્યા ઇત્યાદિ, પક્ષી નામવાળી મેના, હંસા ઇત્યાદિ, સર્પ જાતિ નામવાળી ઉરગા, ભોગિની ઇત્યાદિ, દાસીના નામ વાળી તથા જેનું નામ બિહામણું અર્થાત્ કાલિકા, ચંડિકા ઈત્યાદિ હોય તેવીની સાથે વિવાહ ન કરવો. ।૭।

પરન્તુ જેનાં સુંદર અંગ, ઉત્તમ નામ, હંસ તથા હાથણીની સમાન ચાલ અને જેનાં શરીર ઉપર સૂક્ષ્મ રૂવાં હોય, જેના દાંત, કેશ આદિ સૂક્ષ્મ હોય તથા જેનાં અંગોપાંગ કોમળ હોય તેવી સ્ત્રી સાથે વિવાહ કરવો ।૮।

બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ એ પ્રમાણે વિવાહ આઠ પ્રકારના છે. ।૯।

કન્યાને યોગ્ય, સુશીલ તથા વિદ્વાન પુરુષનો સત્કાર કરી કન્યાને વસ્ત્રાદિથી અલંકૃત કરી, સારા સારા ગૃહસ્થોને બોલાવી અર્થાત્ જેને કન્યાએ પસંદ કરેલ હોય, તેને કન્યા આપવી તે 'બ્રાહ્મ' વિવાહ કહેવાય છે. ।૧૦।

મહાન્ યજ્ઞમાં મોટા-મોટા વિદ્વાનોનું વરણ કરી, તેમાં કર્મ કરનારા કોઈ વિદ્વાનને વસ્ત્રાભૂષણાદિ વડે સુશોભિત કરેલી કન્યા આપવી તે 'દૈવ' વિવાહ છે. ।૧૧।

એક ગાય અથવા બળદની એક અથવા બે જોડ* વરની પાસેથી લઈ ધર્મપૂર્વક કન્યાદાન કરવું તે 'આર્ષ' વિવાહ છે. ૧૨।

કન્યા તથા વરને યજ્ઞશાળામાં વિધિ પૂર્વક સર્વની પ્રત્યક્ષમાં "તમે બન્ને મળીને ગૃહસ્થાશ્રમનાં કર્મો યથાવત્ કરો" એ પ્રમાણે કહીને બંનેનું પ્રસન્નતાપૂર્વક પાણિગ્રહણ થવું, તે 'પ્રાજાપત્ય' વિવાહ કહેવાય છે. આ ચાર વિવાહ ઉત્તમ છે. ૧૩।

વરના સમ્બન્ધીઓએ કન્યાને યથાશક્તિ ધન આપી હોમ આદિ વિધિ કરી કન્યા આપવી તે 'આસુર' વિવાહ કહેવાય છે. ૧૪।

વર તથા કન્યાની ઇચ્છાથી બન્નેનો સંયોગ થવો અને પોતાનાં મનમાં માની લેવું કે અમે બન્ને સ્ત્રીપુરુષ (પતિપત્ની) છીએ, આ કામેચ્છાથી થયેલો 'ગાંધર્વ' વિવાહ કહેવાય છે. ૧૫।

કન્યા પક્ષના માણસોનું હનન, છેદન અર્થાત્ કન્યાનાં રોકનારાઓનું વિદારણ કરી રોતી, કળકળતી તથા કાંપતી અને ભયભીત થએલી કન્યાને બળાત્કારે હરણ કરી વિવાહ કરવો તે 'રાક્ષસ' વિવાહ કહેવાય છે. ૧૬।

સૂતેલી, ગાંડી થઈ ગયેલી અથવા નશો કરી ઉન્મત્ત થયેલી કન્યાને એકાંતમાં મેળવીને દૂષિત કરવી. આ સર્વ વિવાહોમાં નીચમાં નીચ મહાનીચ, દુષ્ટ-અતિદુષ્ટ 'પૈશાચ' વિવાહ છે. ૧૭।

બ્રાહ્મ, દૈવ, આર્ષ અને પ્રજાપત્ય આ ચાર વિવાહ વડે પાણિગ્રહણ કરેલાં સ્ત્રીપુરુષો વડે જે સંતાન ઉત્પન્ન થાય છે, તે વેદાદિ વિદ્યાથી તેજસ્વી આપ્ત પુરુષોને સંમત અત્યુત્તમ હોય છે. ૧૮।

---

* આ વાત મિથ્યા છે. કારણ કે આગળ મનુસ્મૃતિમાં એનો નિષેધ કરેલો છે. વળી યુક્તિ વિરુદ્ધ પણ છે, માટે કંઈ પણ લીધા વગર બંનેની પ્રસન્નતાપૂર્વક પાણિગ્રહણ કરવું તે 'આર્ષ' વિવાહ કહેવાય છે.

તે પુત્ર અથવા પુત્રી સુંદર સ્વરૂપવાન બલ, પરાક્રમ, શુદ્ધિબુદ્ધિ આદિ ઉત્તમ ગુણયુક્ત, બહુ ધનયુક્ત, પુણ્યકીર્તિમાન અને પૂર્ણ ભોગનાં ભોક્તા તથા અતિશય ધર્માત્મા થઈ સો વર્ષ સુધી જીવે છે. ।૧૯।

એ ચાર વિવાહ પછીના જે ચાર આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ એ ચાર દુષ્ટ વિવાહથી ઉત્પન્ન થયેલી સંતતિ નિંદિત કર્મ કર્ત્તા, મિથ્યાવાદિ, વેદ ધર્મની દ્વેષી અને મહાનીચ સ્વભાવવાળી થાય છે. ।૨૦।

માટે મનુષ્યોએ જે નિંદિત વિવાહોથી નીચ પ્રજા થાય છે તેનો સર્વથા ત્યાગ અને જે ઉત્તમ વિવાહો વડે ઉત્તમ પ્રજા થાય છે તેનું ગ્રહણ કરી તે પ્રમાણે વર્ત્તવું જોઈએ. ।૨૧।

**उत्कृष्टायाभिरूपाय वराय सुदृशाय च ।**
**अप्राप्तामपि तां तस्मै कन्यां दद्याद्विचक्षणः ॥१॥**
**काममामरणात्तिष्ठेद् गृहे कन्यर्तुमत्यपि ।**
**न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥३॥**
**त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती ।**
**ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥३॥**

(मनु०अ० ९। श्लो० ८८-९०)

જો કન્યાનો વિવાહ માતા પિતા કરવા ઈચ્છતાં હોય તો અતિ ઉત્કૃષ્ટ, શુભગુણ-કર્મ-સ્વભાવવાળા, કન્યાના સમાનરૂપ લાવણ્યાદિ ગુણયુક્ત વરને જ કન્યા આપવી. પછી ભલે તે કન્યા માતાની છ પેઢીમાં હોય તો પણ તેવાને જ આપવી પણ બીજાને કદી ન આપવી; કે જેથી બંને અતિ પ્રસન્ન થઈ ગૃહસ્થાશ્રમની ઉન્નતિ અને ઉત્તમ સંતાનોની ઉત્પત્તિ કરે. ।૧।

ગમે તો કન્યા મરણ પર્યન્ત પિતાનાં ઘરમાં કુંવારી બેસી રહે, પરંતુ ગુણહીન, અસદૃશ, દુષ્ટ પુરુષની સાથે કન્યાનો વિવાહ કદી પણ ન કરવો; અને વર-કન્યા પણ પોતાની મેળે પોતાના સમાનની સાથે જ વિવાહ કરે. ।૨।

## વિવાહનો કાળ

જ્યારે કન્યાની મરજી વિવાહ કરવાની થાય ત્યારે રજસ્વલા થયા પછીનાં ત્રણ વર્ષ જવા દઈ ચોથા વર્ષમાં વિવાહ કરવો. ।૩।

પ્રશ્ન- **"अष्टवर्षा भवेद् गौरी नववर्षा च रोहिणी"** ઇત્યાદિ શ્લોકોની શી ગતિ થશે ?

ઉત્તર- એવા શ્લોકો અને એના માનનારાઓની દુર્ગતિ થશે, અર્થાત્ જે એ શ્લોકાનુસાર બાલ્યાવસ્થામાં પોતાનાં સંતાનોના વિવાહ કરી એમને નષ્ટભ્રષ્ટ, રોગી તથા અલ્પાયુ કરે છે તે જાણો કે પોતાના કુળનું પોતેજ સત્યાનાશ કાઢે છે. માટે જો જલદી વિવાહ કરવો હોય તો પણ વેદારંભમાં લખ્યા પ્રમાણે સોળ વર્ષથી ઓછી નહિ એવી કન્યા અને પચ્ચીસથી ઓછી ઉંમરનો નહિ એવા પુરુષનો જ વિવાહ કરવો એના કરતાં જેટલું વધારે બ્રહ્મચર્ય રાખશે, તેટલો જ તેમને વધારે આનંદ પ્રાપ્ત થશે.

પ્રશ્ન- વિવાહ સમીપવર્તીઓનો થવો જોઈએ કે દૂર-દેશવાસીઓમાં થવો યોગ્ય છે ?

ઉત્તર- **दुहिता दुर्हिता दूरेहिता भवतीति** ॥ निरुक्त ३/४ ॥

આ નિરુક્તનું વચન છે. એનો ભાવાર્થ એ છે કે જેટલો દૂર દેશોમાં વિવાહ થાય તેટલો અધિક લાભદાયી છે.

પ્રશ્ન- સ્વગોત્રી અથવા ભાઈ-બહેનોના પરસ્પર વિવાહ કેમ ન કરવા ?

  

ઉત્તર- એથી એક દોષ એ છે કે આવા વિવાહથી એક બીજા સાથે પ્રીતિ નથી થતી, કારણ કે જેટલી પ્રીતિ પરોક્ષ પદાર્થમાં થાય છે તેટલી પ્રત્યક્ષમાં નહિ; વળી એક બીજાના બાલ્યાવસ્થાના જે દોષો હોય છે તે પણ તેમને ખબર હોય છે, તેમજ ભય આદિ પણ અધિક નથી રહેતા. બીજું જ્યાં સુધી દૂરસ્થ એક બીજાનાં કુળ સાથે સંબંધ નથી થતો, ત્યાં સુધી શરીર આદિની પુષ્ટિ પણ પૂર્ણ રીતે નથી થતી. ત્રીજું દૂરના સંબંધથી પરસ્પર પ્રીતિ, ઉન્નતિ અને ઐશ્વર્યની વૃદ્ધિ થાય છે. અને નિકટનાથી તેમ નથી થતું.

યુવાવસ્થામાં જ વિવાહ કરવો જોઈએ. તેને માટે પ્રમાણ :-

**तमस्मेरा युवतयो युवानं मर्मृज्यमानाः परि यन्त्यापः । स शुक्रेभिः शिक्वभी रेवदस्मे दीदायानिध्मो घृतनिर्णिगप्सु ॥१॥**

**अस्मै तिस्रो अव्यथ्याय नारीर्देवाय देवीर्दिधिषन्त्यन्नम् । कृता इवोप हि प्रसर्स्रे अप्सु स पीयूषं धयति पूर्वसूनाम् ॥२॥**

**अश्वस्यात्र जनिमास्य च स्वर्द्रुहो रिषः सम्पृचः पाहि सूरीन् । आमासु पूर्षु परो अप्रमृष्यं नारातयो वि नशन्नानृतानि ॥३॥**

ऋ०मं० २। सू० ३५ । मं० ४-६ ॥

**वधूरियं पतिमिच्छन्त्येति य ई वहाते महिषीमिषिराम् । आस्य श्रवस्याद्रथ आ च घोषात्पुरू सहस्रा परि वर्त्तयाते ॥४॥**

ऋ० मं० ५ । सू० ३७ । मं० ३ ॥

**उप व एषे वन्द्येभिः शूषैः प्र यह्वी दिवश्चितयद्भिरर्कैः । उषासानक्ता विदुषीव विश्वमा हा वहतो मर्त्याय यज्ञम् ॥५॥**

ऋ० मं० ५ । सू० ४१ । मं० ७ ॥

**અર્થ :-** જે (मर्मृज्यमानाः !) ઉત્તમ બ્રહ્મચર્ય વ્રત અને સદ્વિદ્યાઓ વડે અત્યંતયુક્ત (युवतयः) વીશમા વર્ષથી તે ચોવીસમા વર્ષ સુધીની

વયવાળી છે, તેવી કન્યાઓ જેમ (आपः) જલ, નદી અથવા સમુદ્રને પ્રાપ્ત થાય છે, તેમ (अस्मेराः) અમને પ્રાપ્ત થનારી અને પોતાને પસંદ તથા પોતાનાથી દોઢા અથવા બમણા આયુષ્યવાળા, (तम्) તે બ્રહ્મચર્ય તથા વિદ્યાથી પરિપૂર્ણ શુભ લક્ષણ યુક્ત એવા (युवानम्) યુવાન પતિને (परियन्ति) સમ્યક રીતે પ્રાપ્ત થાય છે. (सः) તે બ્રહ્મચારી (शुक्रेभिः) શુભ ગુણ તથા (शिक्वभिः) વીર્યાદિથી યુક્ત થઈને (अस्मे) અમારામાં (रेवत्) અત્યંત શ્રીયુક્ત કર્મને અને (दीदाय) પોતાની સમાન યુવતી સ્ત્રીને પ્રાપ્ત થાય. જેમ (अप्सु) અંતરિક્ષ અથવા સમુદ્રમાં (घृतनिर्णिक्) જલનું શોધન કરનાર (अनिध्मः) સ્વયં પ્રકાશિત વિદ્યુત અગ્નિ છે. તે જ પ્રમાણે સ્ત્રી અને પુરુષનાં હૃદયમાં પ્રેમ-બહાર અપ્રકાશમાન અને અંદર સુપ્રકાશિત રહિને ઉત્તમ સંતાન અને આનંદને ગૃહસ્થાશ્રમમાં બંને સ્ત્રી-પુરુષ પ્રાપ્ત થાય. ।૧।

હે સ્ત્રી-પુરુષો ! જેમ (तिस्त्रः) ઉત્તમ, મધ્યમ તથા નિકૃષ્ટ સ્વભાવયુક્ત (देवीः नारीः) વિદ્વાન પુરુષોની વિદુષી સ્ત્રીઓ (अस्मै) આ (अव्यथ्याय) પીડાથી રહિત (देवाय) કામને માટે (अन्नम्) અન્નાદિ ઉત્તમ પદાર્થોને (दिधिषन्ति) ધારણ કરે છે, (कृता इव) જાણે કે શિક્ષણ મળ્યું હોય તેમ (अप्सु) પ્રાણવત્ પ્રીતિ આદિ વ્યવહારોમાં પ્રવૃત્ત થવાને માટે સ્ત્રીની સાથે પુરુષ અને પુરુષની સાથે સ્ત્રી (उप प्रससे) સંબંધને પ્રાપ્ત થાય છે, (स हि) તે જ પુરુષ અથવા સ્ત્રી આનંદને પ્રાપ્ત થાય છે. જેમ જલમાંનાં (पीयूषम्) અમૃતરૂપ રસને (पूर्वसूनाम्) પ્રથમ પ્રસૂત થયેલી સ્ત્રીઓનાં બાળક (धयति) દૂધ પીને વૃદ્ધિ પામે છે, તેમ આ બ્રહ્મચારી અને બ્રહ્મચારિણી સ્ત્રીનાં સંતાન યથાવત્ વૃદ્ધિ પામે છે. ।૨।

જેમ રાજા આદિ સર્વ લોકો (पूर्षु) પોતાનાં નગરો અને (आमासु) ઘરોમાં ઉત્પન્ન થયેલાં પુત્ર તથા કન્યા રૂપ પ્રજાઓમાં ઉત્તમ શિક્ષા (परः) ઉત્તમ વિદ્વાન (अप्रमृष्यम्) શત્રુઓને સહન કરવાને યોગ્ય

બ્રહ્મચર્ય વડે પ્રાપ્ત થયેલા શરીરાત્મબલયુક્ત દેહનો (अरातयः) શત્રુઓ (न विनशन्) નાશ નથી કરી શકતા તથા (अनृतानि) મિથ્યા ભાપણાદિ દુર્વ્યસનો (न) પ્રાપ્ત નથી થતાં તેમ ઉત્તમ સ્ત્રીપુરુપોની સાથે (द्रुहः) દ્રોહ આદિ દુર્ગુણ તથા (रिषः) હિંસા આદિ પાપ (नसम्पृच) સંબંધ નથી કરતાં, પરંતુ જે યુવાવસ્થામાં વિવાહ કરી પ્રસન્નતા પૂર્વક વિધિયુક્ત સંતોનોત્પત્તિ કરે છે, તેમના (अस्य) આ (अश्वस्य) મહાન ગૃહાશ્રમની મધ્યમાં ઉત્તમ બાળકો (जनिम) જન્મે છે. માટે હે સ્ત્રી ! પુરુપ ! તું (सूरीन्) વિદ્વાનોની (पाहि) રક્ષા કર. (च) અને એવા ગૃહસ્થોનું (स्वः) સુખ (अत्र) આ ગૃહસ્થાશ્રમમાં સદૈવ વધતું રહે છે. ।૩।

હે મનુષ્યો (यः) પૂર્વોક્ત લક્ષણયુક્ત જે યુવાન (ईम्) સર્વ રીતે પરીક્ષા કરીને (महिषीम्) ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી, વિદ્યા, શુભગુણ રૂપ, સુશીલતાદિ યુક્ત (इषिराम्) વરની ઇચ્છાવાળા હૃદયને પ્રિય સ્ત્રીને (एति) પ્રાપ્ત થાય છે અને જે (पतिम्) વિવાહ વડે પોતાના સ્વામીની (इच्छन्ति) ઇચ્છા કરતી (इयम्) આ (वधूः) સ્ત્રી પોતાનાં સમાન હૃદયવાળા પ્રિય પતિને (एति) પ્રાપ્ત થાય છે તે પુરુપ અથવા સ્ત્રી (अस्य) ગૃહસ્થાશ્રમમાં (आश्रवस्यात्) અત્યંત વિદ્યા, ધન, ધાન્ય યુક્ત સર્વ રીતે થાય છે. અને તે બંને (रथः) રથની પેઠે (आघोषात्) પરસ્પર પ્રિય વચન બોલે છે. (च) તથા ગૃહસ્થાશ્રમના સઘળા ભારને (वहाते) ઊઠાવી શકે છે તથા તે બંને (पुरु) બહુ (सहस्रा) અસંખ્ય ઉત્તમ કાર્યને (परिवर्तयाते) સઘળી રીતે સિદ્ધ કરી શકે છે. ।૪।

હે મનુષ્યો ! જો તમે પૂર્ણ બ્રહ્મચર્યથી સુશિક્ષિત વિદ્યાયુક્ત કરી પોતાનાં સંતાનોનો સ્વયંવર વિવાહ કરશો તો તે (वन्द्येभिः) કામના યોગ્ય (चितयद्भिः) સર્વ સત્ય વિદ્યાઓને જણાવનારાં (अर्कैः) સત્કાર યોગ્ય, (शूषैः) શરીરાત્મબલયુક્ત થઈને (वः) તમારે માટે (एषे) સર્વ સુખ પ્રાપ્ત કરાવવામાં સમર્થ થશે; અને તે (उषासानक्ता) જેમ દિવસ

તથા રાત્રિ તેમ (विदुषीव) વિદુષી સ્ત્રી તથા વિદ્વાન્ પુરુષ (विश्वम) ગૃહસ્થાશ્રમના સમ્પૂર્ણ વ્યવહારને (आवहतः) બરાબર પ્રાપ્ત થાય છે. (ह) તેમજ આ (यज्ञम) સંગતરૂપ ગૃહસ્થાશ્રમના વ્યવહારને તેજ સ્ત્રી પુરુષો પૂર્ણ કરે છે અને (मर्त्याय) મનુષ્યોને માટે આજ પૂર્વોક્ત વિવાહ પૂર્ણ સુખદાયક છે અને (यह्वी) અત્યંત શુભગુણકર્મ-સ્વભાવવાળાં સ્ત્રી-પુરુષ બંને (दिवः) કામનાઓને (उप प्र वहतः) સારી રીતે પ્રાપ્ત થઈ શકે છે. અન્ય નહીં. ।૫।

જેમ બ્રહ્મચર્યમાં કન્યાનું બ્રહ્મચર્ય વેદોક્ત છે, તેમજ સઘળા પુરુષોએ પણ બ્રહ્મચર્ય રાખી વિદ્યા ભણી પૂર્ણ યુવાન થઈ પરસ્પર પરીક્ષા કરીને જેની સાથે જેને વિવાહ કરવામાં પૂર્ણ પ્રીતિ હોય તેની સાથે વિવાહ કરવો તે અતિ ઉત્તમ છે. જે કોઈ યુવાવસ્થામાં વિવાહ ન કરાવીને બાલ્યાવસ્થામાં અનિચ્છિત અયોગ્ય વર કન્યાના વિવાહ કરાવશે તે વેદોક્ત ઈશ્વર આજ્ઞાના વિરોધી થઈને મહાદુઃખ સાગરમાં કેમ નહિ ડૂબે ? અને જેઓ પૂર્વોક્ત રીતે વિવાહ કરે તથા કરાવે છે તેઓ ઈશ્વરાજ્ઞાનુકૂલ ચાલતા હોવાથી પૂર્ણ સુખને પ્રાપ્ત થાય છે.

## ગુણકર્માનુસાર વર્ણવ્યવસ્થા

પ્રશ્ન- વિવાહ સ્વ વર્ણમાં જ થવો જોઈએ કે પર વર્ણોમાં પણ થઈ શકે ?

ઉત્તર- પોતાના જ વર્ણમાં વિવાહ કરવો જોઈએ. પણ વર્ણવ્યવસ્થા ગુણકર્માનુસાર હોવી જોઈએ, જન્મમાત્રથી નહીં.

જે પૂર્ણ વિદ્વાન્ ધર્માત્મા, પરોપકારી, જીતેન્દ્રિય, મિથ્યાભાષણાદિ દોષરહિત, વિદ્યા, અને ધર્મના પ્રચારમાં તત્પર રહે ઇત્યાદિ ઉત્તમ ગુણ જેનામાં હોય તે બ્રાહ્મણ તથા બ્રાહ્મણી કહેવાય. વિદ્યા, બલ, શૌર્ય, ન્યાયકારિત્વાદિ ગુણ જેનામાં હોય તે ક્ષત્રિય ક્ષત્રિયા કહેવાય;

  

અને વિદ્વાન થઈ કૃષિ, પશુપાલન, વ્યાપાર, દેશભાષાઓમાં ચતુરતાદિ ગુણ જેનામાં હોય તે વૈશ્ય તથા વૈશ્યા કહેવાય; અને જે વિદ્યાહીન મૂર્ખ હોય તે શૂદ્ર તથા શૂદ્રા કહેવાય. આજ ક્રમથી વિવાહ થવો જોઈએ; અર્થાત્ બ્રાહ્મણનો બ્રાહ્મણી, ક્ષત્રિયનો ક્ષત્રિયા, વૈશ્યનો વૈશ્યા અને શૂદ્રનો શૂદ્રા સાથે જ વિવાહ થવામાં આનંદ પ્રાપ્ત થાય છે, અન્યથા નહિ.

આ વર્ણવ્યવસ્થાને માટે પ્રમાણ :-

**धर्मचर्यया जघन्यो वर्णः पूर्वं पूर्वं वर्णमापद्यते जातिपरिवृत्तौ ।।१।। अधर्मचर्यया पूर्वो वर्णो जघन्यं जघन्यं वर्णमापद्यते जातिपरिवृत्तौ ।। (आपस्तम्बे प्र० १।५।११।१०, ११।।) शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् । क्षत्रियाज्जातमेवन्तु विद्याद्वैश्यात्तथैव च ।।३।।**

मनुस्मृतौ (१०।६५।।)

**અર્થ :-** ધર્માચરણ વડે નીચવર્ણનો મનુષ્ય ઉત્તમ ઉત્તમ વર્ણને પ્રાપ્ત થાય છે. અને તે વર્ણના જે જે કર્ત્તવ્ય અધિકાર રૂપ કર્મ છે તે સર્વ ગુણકર્મ તે પુરુષ અથવા સ્ત્રીને પ્રાપ્ત થાય છે. ।૧।

એ જ પ્રમાણે ઉત્તમ વર્ણનો પુરુષ અથવા સ્ત્રી નીચ વર્ણને પ્રાપ્ત થાય છે અને તે તે વર્ણના અધિકાર અને કર્મોનો કર્ત્તા થાય છે. ।૨।

ઉત્તમ ગુણકર્મ તથા સ્વભાવવાળો શૂદ્ર હોય તે વૈશ્ય, ક્ષત્રિય અથવા બ્રાહ્મણ અને વૈશ્ય હોય તે ક્ષત્રિય તથા બ્રાહ્મણ અને ક્ષત્રિય, બ્રાહ્મણ વર્ણના અધિકાર અને કર્મોને પ્રાપ્ત થાય છે. તેમજ નીચ કર્મ અને ગુણો વડે બ્રાહ્મણ હોય તે ક્ષત્રિય વૈશ્ય અથવા શૂદ્ર; ક્ષત્રિય હોય તે વૈશ્ય તથા શૂદ્ર; અને વૈશ્ય હોય તે શૂદ્ર વર્ણના અધિકાર તથા કર્મોને પ્રાપ્ત થાય છે. ।૩।

આ જ પ્રમાણે વર્ણ વ્યવસ્થા થવાથી પક્ષપાત ન થતાં સર્વ વર્ણો ઉત્તમ રહે છે અને ઉત્તમ રહેવાનો તથા આગળ વધવાનો પ્રયત્ન કરે છે. ઉત્તમ

વર્ણવાળો નીચ થવાના ભયથી અશુભ કર્મો છોડી ઉત્તમ કર્મોજ કર્યા કરે છે; અને તેથી સંસારની સારી ઉન્નતિ થાય છે. આર્યાવર્ત દેશમાં જ્યાં સુધી આ પ્રમાણે વર્ણવ્યવસ્થા રહી ત્યાં સુધી દેશની ઉન્નતિ હતી. હજીપણ એ જ પ્રમાણે થવું જોઈએ કે જેથી આર્યાવર્ત્ત દેશવાસીઓ પોતાની પૂર્વાવસ્થાને પ્રાપ્ત થઈ આનંદિત થાય.

## વર-વધૂના ગુણ-કર્મ-સ્વભાવની પરીક્ષા

હવે વધૂ તથા વર એક બીજાના ગુણકર્મ તથા સ્વભાવની પરીક્ષા આ પ્રમાણે કરે. બંનેનું સમાન શીલત્વ, સમાન બુદ્ધિ, સમાન આચાર, સમાન રૂપાદિ ગુણ, અહિંસકતા, સત્ય, મધુરભાપણ, કૃતજ્ઞતા, દયાળુતા, નિર્લોભતા, દેશનો સુધાર, વિદ્યા ગ્રહણ, સત્યોપદેશ કરવામાં નિર્ભયતા; ઉત્સાહ, અહંકાર, મત્સર, ઈર્પા, કામ, ક્રોધ, કપટ, દ્યૂત, ચોરી, મદ્ય, માંસાહારાદિ દોપોનો ત્યાગ તથા ગૃહકાર્યોમાં અતિ ચતુરતા હોવી જોઈએ.

પ્રાતઃસાયં જ્યારે-જ્યારે મળે અથવા પરદેશથી આવીને મળે ત્યારે ત્યારે "નમસ્તે" એ વાકયથી પરસ્પર નમસ્કાર કરી, સ્ત્રીએ પતિના ચરણસ્પર્શ, પાદપ્રક્ષાલન તથા આસનદાન કરવાં; અને બંને જણે પરસ્પર પ્રેમ વધારનારાં વચનાદિ વ્યવહારોથી વર્તી આનંદ ભોગવવો. વરનાં શરીર કરતાં સ્ત્રીનું શરીર પાતળું અને પુરુપના ખભાની ઊંચાઈ જેટલી સ્ત્રીની ઊંચાઈ અર્થાત્ પુરુપના ખભા સુધી સ્ત્રીનું માથું આવવું જોઈએ. તત્પશ્ચાત્ આંતરિક પરીક્ષા સ્ત્રી-પુરુપે વચનાદિ વ્યવહાર દ્વારા કરવી.

**ओम् ऋतमग्ने प्रथमं जज्ञे ऋते सत्यं प्रतिष्ठितम् । यदियं कुमार्य्यभिजाता तदियमिह प्रतिपद्यताम् । यत्सत्यं तद् दृश्यताम् ॥**

**અર્થ :-** જ્યારે વિવાહ કરવાનો સમય નક્કી થઈ જાય ત્યારે કન્યા ચતુર પુરુષોની મારફત વરની અને વર ચતુર સ્ત્રીઓ દ્વારા

  

કન્યાની પરોક્ષમાં પરીક્ષા કરાવે, તત્પશ્ચાત્ ઉત્તમ વિદ્વાન્ સ્ત્રી-પુરુષોની સભા કરીને બન્ને જાણે સંવાદ કરવો કે હે સ્ત્રી અથવા પુરુષ ! આ જગત્‌ની પૂર્વે ઋત્ યથાર્થ સ્વરૂપ મહત્તત્વ ઉત્પન્ન થયું હતું; અને તે મહત્તત્વમાં સત્ય, ત્રિગુણાત્મક નાશ રહિત પ્રકૃતિ પ્રતિષ્ઠિત છે. જેવી રીતે પુરુષ અને પ્રકૃતિના યોગથી આખા જગતની ઉત્પત્તિ થઈ છે તેવી રીતે હું કુમારી અથવા હું કુમાર પુરુષ આ સમયે આપણા બન્નેનો વિવાહ કરવાની સત્ય પ્રતિજ્ઞા કરું છું, તેને આ કન્યા તથા હું વર પ્રાપ્ત થઈએ અને પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવાને માટે દૃઢ ઉત્સાહી રહીએ.

## પૂર્વ-વિધિ

**વિધિ :-** જ્યારે કન્યા રજસ્વલા થઈ પૃષ્ઠ ૩૭-૩૯માં લખ્યા પ્રમાણે શુદ્ધ થઈ જાય, ત્યારે જે દિવસે ગર્ભાધાનની રાત્રિ નિશ્ચિત કરી હોય, તે રાત્રિમાં વિવાહ કરવાને માટે પ્રથમથીજ સર્વ સામગ્રી એકઠી કરી રાખી મૂકવી અને પ્રથમ પૃ. ૧૭-૧૮ લખ્યા પ્રમાણે યજ્ઞશાલા, વેદી, ઋત્વિક, યજ્ઞપાત્ર, શાકલ્ય આદિ સર્વ સામગ્રી શુદ્ધ કરીને રાખવાં ઉચિત છે.

પશ્ચાત્ એક* કલાક માત્ર રાત્રિ ગયા બાદ :- નિમ્ન મંત્રો વડે સુગંધિત શુદ્ધ જલથી પૂર્ણ કળશોને લઈ વધૂ તથા વરે સ્નાન કરી, પશ્ચાત્ ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરી ઉત્તમ આસન પર પૂર્વાભિમુખે કન્યાએ બેસવું.

**ओं कामवेद ते नाम मदो नामासि समानयामुँसुरा ते अभवत् । परमत्र जन्माग्रे तपसो निर्मितोऽसि स्वाहा ॥१॥**

---

* જો અર્ધી રાત્રી સુધીમાં વિધિ પૂરો ન થઈ શકે તેમ હોય તો મધ્યાહ્નોત્તર અર્થાત્ ત્રીજા પહોરે આરંભ કરવો કે જેથી મધ્યરાત્રિ સુધીમાં વિવાહ વિધિ પૂરો થઈ જાય.

ओम् इमं त उपस्थं मधुना सꣳसृजामि प्रजापतेर्मुखमेतद् द्वितीयम् । तेन पुꣳसोभिभवासि सर्वानवशान्वशिन्यसि राज्ञि स्वाहा ॥२॥

ओम् अग्निं क्रव्यादमकृण्वन् गृहानाः स्त्रीणामुपस्थमृषयः पुराणाः । तेनाज्यमकृण्वꣳस्त्रैशृङ्गं त्वाष्ट्रं त्वयि तद्दधातु स्वाहा ॥३॥

(सामवेद मं० ब्रा० प्रपा० १ खं० १ मं० २-४ ॥)

તત્પશ્ચાત્ પૃ. ૫-૧૬ લિખિત ઈશ્વર સ્તુતિપ્રાર્થનોપાસના, સ્વસ્તિવાચન, શાન્તિકરણ કરવા. પશ્ચાત્ પૃ. ૨૬-૨૭ લિખિત અગ્ન્યાધાન અને સમિધાન કરવા. તથા વેદીની સમીપમાં પૃ. ૧૯ લિખિત સ્થાલીપાક આદિ તથા વિવાહોપયોગી વસ્તુઓ પ્રથમથી તૈયાર કરીને મૂકવી. એજ પ્રમાણે વરે પણ પોતાનાં ઘર આગળ ઉત્તમ વસ્ત્રાલંકાર પહેરી યજ્ઞશાળામાં ઉત્તમાસન ઉપર પૂર્વાભિમુખે બેસી પૂર્વોક્ત* ઈશ્વરસ્તુતિ, પ્રાર્થનોપાસના; સ્વસ્તિવાચન તથા શાંતિપાઠ કરી વધૂને ઘેર જવાની તૈયારી કરે. (અર્થાત્ વિવાહકાર્યમાં આવેલાં મનુષ્યો સહિત પોતાને ઘેરથી વધૂને ત્યાં વાજતે ગાજતે જાય.) અને કન્યા પક્ષનાં માણસો તેને સામા લેવા આવે. જે વખતે વર વધૂના ઘરમાં પ્રવેશ કરે તે વખતે વધૂ તથા કાર્યકર્ત્તા મધુપર્ક આદિ વડે તેનું આતિથ્ય નીચે પ્રમાણે કરે :-

## મધુપર્ક વિધિ

એની રીત એમ છે કે વર વધૂના ઘરમાં પ્રવેશ કરી પૂર્વાભિમુખે ઊભો રહે અને વધૂ તથા કાર્યકર્ત્તાઓ વરની સમીપ ઉત્તરાભિમુખે ઊભા રહી બોલે કે :-

ओं साधु भवानास्तामर्चयिष्यामो भवन्तम् ।

---

* વિવાહમાં આવેલાં સ્ત્રીપુરુષોએ પણ એકાગ્રચિત્ત થઈ ઈશ્વરનું ચિંતન કરવું.

વરે તેને નીચેનું વાકય બોલી પ્રત્યુત્તર આપવો :-

**ओम् अर्चय ॥**

પછી વધૂ તથા કાર્યકર્ત્તાએ વરને માટે જે ઉત્તમ આસન નક્કી કર્યું હોય તેને વધૂ હાથમાં લઈ વરની પાસે ઊભી રહે અને નીચે પ્રમાણે બોલી તે આસન વરને આપે.

**ओं विष्टरो विष्टरो विष्टरः प्रतिगृह्यताम् ॥**

(तुलना० पार०गृ० १।३।७॥)

વરે નીચે પ્રમાણે જવાબ આપી તે ગ્રહણ કરવું.

**ओं प्रतिगृह्णामि ॥** (पार० गृ० १-३-७ ॥)

વધૂના હાથમાંથી આસન લઈ તેને (પાટલા ઉપર) પાથરી સભા મંડપમાં પૂર્વાભિમુખે બેસીને નીચેનો મંત્ર બોલવો :-

**ओं वर्ष्मोऽस्मि समानानामुद्यन्तामिव सूर्यः । इमं तमभितिष्ठामि यो मा कश्चाभिदासति ॥** (पार०गृ० १।३।८॥)

તત્પશ્ચાત્ કાર્યકર્ત્તાએ એક સુંદર પાત્રમાં જલ ભરી કન્યાના હાથમાં આપવું અને કન્યાએ તે પાત્ર નીચેનો મંત્ર બોલી વરની આગળ મૂકવું :-

**ओं पाद्यं पाद्यं पाद्यं प्रतिगृह्यताम् ॥** (पार०गृ० १।३।९॥)

વરે નીચે પ્રમાણે બોલી તે પાત્રનું ગ્રહણ કરવું :-

**ओं प्रतिगृह्णामि ॥**

વરે પાણીનું પાત્ર હાથમાં લઈ નીચેનો મંત્ર બોલી પોતાના *પગનું પ્રક્ષાલન કરવું :-

---

* જો ઘરનું પ્રવેશ દ્વાર પૂર્વાભિમુખ હોય તો વરે ઉત્તરાભિમુખે અને વધૂ તથા કાર્યકર્ત્તાએ પૂર્વાભિમુખે ઊભા રહીને, જો બ્રાહ્મણ વર્ણ હોય તો પ્રથમ જમણો અને પછી ડાબો અને અન્ય ક્ષત્રિયાદિ વર્ણો હોય તો પ્રથમ ડાબો અને પછી જમણો પગ ધોવો.

**ओं विराजो दोहोऽसि विराजो दोहमशीय मयि पाद्यायै विराजो दोहः ॥ सौत्रमन्त्रः**

તત્પશ્ચાત્ ફરીથી કાર્યકર્ત્તાએ બીજો શુદ્ધ લોટો પવિત્ર જલથી ભરી કન્યાના હાથમાં આપવો અને કન્યાએ નીચેનો મંત્ર બોલી વરના હાથમાં આપવો.

**ओम् अर्घोऽर्घोऽर्घः प्रतिगृह्यताम् ॥** (पार०गृ० १।३।१२॥)

વરે નિમ્ન મંત્ર બોલી તે પાત્રને ગ્રહણ કરવું.

**ओं प्रतिगृह्णामि ॥** (पार०गृ० १।३।१३॥)

અને જલપાત્ર હાથમાં લઈ તે વડે પોતાના મુખનું પ્રક્ષાલન કરવું. પશ્ચાત્ મુખ ધોઈને નીચેનો મંત્ર બોલવો :-

**ओम् आपस्थ युष्माभिः सर्वान् कामानवाप्नवानि ॥**

**ओं समुद्रं वः प्रहिणोमि स्वां योनिमभिगच्छत । अरिष्टास्माकं वीरा मा परासेचि मत्पयः ॥** (पार०गृ० १।३।१३-१४॥)

ઉપર પ્રમાણે બોલીને વેદીના પશ્ચિમ ભાગમાં બિછાવેલા શુભ આસન ઉપર પૂર્વાભિમુખે બેસવું. તત્પશ્ચાત્ કાર્યકર્ત્તાએ એક સુંદર ઉપપાત્ર જલથી પૂર્ણ ભરી તેમાં આચમની મૂકી, કન્યાએ નીચેના વાકય વડે વરની સામે ધરવું :-

**ओम् आचमनीयमाचमनीयमाचमनीयं प्रतिगृह्यताम् ॥**

पार०गृ० १।३।५-६॥

વરે તે નિમ્ન વાકય બોલી ગ્રહણ કરવું :-

**ओं प्रतिगृह्णामि ॥**

પછી તે પાત્ર પોતાની સામે મૂકી, તેમાંથી આચમની વડે જમણા હાથમાં જેટલું આંગળીઓનાં મૂળ સુધી પહોંચે તેટલું જલ લઈ નીચેનો

મંત્ર બોલી એક આચમન કરવું એજ રીતે બીજીવાર અને ત્રીજીવાર એ મંત્ર બોલી બીજું અને ત્રીજું આચમન કરવું.

**ओम् आमागन् यशसा सँसृज वर्चसा । तं मा कुरु प्रियं प्रजानामधिपतिं पशूनामरिष्टिं तनूनाम् ।।** (पार०गु० १।३।१५।।)

પશ્ચાત્ કાર્યકર્ત્તા* મધુપર્કનું પાત્ર કન્યાના હાથમાં આપે અને કન્યા હાથમાં લઈ નિમ્ન વાકય બોલી વરને વિનંતી કરે :-

**ओं मधुपर्को मधुपर्को मधुपर्कः प्रतिगृह्यताम् ।।**

(पार०गृ० १।३।५-६।।)

વરે તે હાથમાં લઈ કહેવું કે :-

**ओं प्रतिगृह्णामि ।।**

પશ્ચાત્ નીચેનો મંત્ર બોલી મધુપર્કના તરફ જોઈ બોલવું કે :-

**ओं मित्रस्य त्वा चक्षुषा प्रतीक्षे ।।** (पार०गृ० १।३।१६।।)

ત્યારબાદ નીચેનો મંત્ર બોલી મધુપર્કના પાત્રને ડાબા હાથમાં લેવું :-

**ओं देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यां प्रतिगृह्णामि ।।** (यजु० १।१०।।)

હાથમાં લીધા પછી નીચેના ત્રણ મંત્રો બોલી મધુપર્ક તરફ જોવું :-

**ओं भूर्भुवः स्वः । मधुवाता ऋतायते मधु क्षरन्ति सिन्धवः । माध्वीर्नः सन्त्वोषधीः ।।१।।**

---

* જેમાં ઘી અથવા મધ મેળવવામાં આવે છે. તેને મધુપર્ક કહે છે. તેની માત્રા બાર તોલા દહીંમાં ચાર તોલા મધ અથવા ચાર તોલા ઘી મેળવવાની છે. અને આ મધુપર્ક કાંસાના પાત્રમાં રાખવું ઉચિત છે.

**ओं भूर्भुवः स्वः । मधु नक्तमुतोषसो मधुमत्पार्थिवं रजः । मधु द्यौरस्तु नः पिता ॥२॥**

**ओं भूर्भुवः स्वः । मधुमान्नो वनस्पतिर्मधुमाँ अस्तु सूर्यः । माध्वीर्गावो भवन्तु नः ॥३॥** (यजुः० अ० १३ मं० २७-२८-२९॥)

ઉપર પ્રમાણે અવલોકન કર્યા પછી નીચેના મંત્ર વડે જમણા હાથની અનામિકા અને અંગુષ્ઠ એ બે આંગળાં વડે મધુપર્કને ત્રણવાર વલોવવું :-

**ओं नमः श्यावास्यायान्नशने यत्त आविद्धं तत्ते निष्कृन्तामि ॥**

(पार०गृ० १।३।१८॥)

એ પ્રમાણે વલોવી તે મધુપર્કમાંથી વરે પોતાની આંગળી વડે નીચેના મંત્રો બોલી જુદી જુદી દિશાઓમાં છાંટવું :-

**ओं वसवस्त्वा गायत्रेण छन्दसा भक्षयन्तु ॥**

(आश्व०गृ० १।२४।१४॥)

પૂર્વ દિશામાં

**ओं रुद्रास्त्वा त्रैष्टुभेन छन्दसा भक्षयन्तु ॥** (आश्व०गृ० १।२४।१५॥)

દક્ષિણ દિશામાં

**ओम् आदित्यास्त्वा जागतेन छन्दसा भक्षयन्तु ॥**

પશ્ચિમમાં અને

**ओं विश्वे त्वा देवा आनुष्टुभेन छन्दसा भक्षयन्तु ॥**

ઉત્તર દિશામાં, પછી પાત્રના મધ્યભાગમાંથી લઈ નિમ્ન મંત્રસ્થ વાકય બોલી ત્રણવાર ઉપર ફેંકવું.

**ओं भूतेभ्यस्त्वा परिगृह्णामि ॥** (आश्व०गृ० १।२४।१५॥)

તત્પશ્ચાત્ તે મધુપર્કના ત્રણ ભાગ કરી કાંસાના ત્રણ પાત્રોમાં

નાંખી જમીન ઉપર ત્રણે પાત્રો પોતાની સન્મુખ મૂકવાં; અને નીચેનો મંત્ર એકવાર બોલી એક એક ભાગમાંથી વરે થોડું થોડું અથવા સઘળું પ્રાશન કરવું :-

**ओं यन्मधुनो मधव्यं परमँ रूपमन्नाद्यम् । तेनाहं मधुनो मधव्येन परमेण रूपेणान्नाद्येन परमो मधव्योऽन्नादोऽसानि ॥** (पार०गृ० १।३।२०॥)

ત્યારબાદ વરે તે પાત્રોમાં રહેલું ઉચ્છિષ્ટ મધુપર્ક પોતાના કોઈ સેવકને આપી દેવું અથવા તો જલમાં નાંખી દેવું; અને નીચેના એકએક મંત્ર વડે કરીને બે આચમન કરવાં :-

**ओम् अमृतापिधानमसि स्वाहा ।**

**ओं सत्यं यशः श्रीर्मयि श्रीः श्रयतां स्वाहा ॥**

(आश्व०गृ० १।२४।२१, २२ ॥)

તત્પશ્ચાત્ પૃ. ૨૫ લિખિત (ओम् वाङ् मऽआस्येऽस्तु ॥ ઈત્યાદિ) મંત્રો વડે વરે નેત્ર વગેરે ઈન્દ્રિયોનો જલ વડે સ્પર્શ કરવો.

તત્પશ્ચાત્ કન્યાએ નીચેના વાક્ય વડે વરને વિનંતી કરી પોતાની શક્તિ અનુસાર વરને યોગ્ય હોય તેટલું ગોદાન વગેરે દ્રવ્ય આપવું :-

**ओं गौर्गौर्गौः प्रतिगृह्यताम् ॥** (पार०गृ० १।३।२६॥)

વરે નિમ્ન વાકય બોલી તે પદાર્થનું ગ્રહણ કરવું :-

**ओं प्रतिगृह्णामि ॥**

ઉપર પ્રમાણે મધુપર્ક વિધિ યથાવત્ કરી, વધૂ તથા કાર્યકર્ત્તાએ વરને* સભામંડપસ્થ સ્થાનમાંથી ઘરમાં લઈ જઈ શુભાસન ઉપર પૂર્વાભિમુખે બેસાડી, વરની સામે પશ્ચિમાભિમુખે વધૂને બેસાડવી અને

---

* જો સભામંડપસ્થાન ન કર્યું હોય તો જે ઘરમાં મધુપર્કનો વિધિ કર્યો હોય તે ઘરમાંથી બીજા ઘરમાં વરને લઈ જવો.

પછી કાર્યકર્તા યજમાને ઉત્તરાભિમુખે બેસીને નિમ્ન વાક્ય બોલી વરનો જમણો હાથ ચત્તો રાખી તેના હાથમાં વધૂનો જમણો હાથ પણ ચત્તો જ રાખી મૂકવો.

## કન્યા-પ્રતિગ્રહણ-વિધિ

**ओम् अमुक *गोत्रोत्पन्नामिमाममुकनाम्नी✦ मलङ्कृतां कन्यां प्रतिगृह्णातु भवान् ॥**

પશ્ચાત્ વરે નીચે પ્રમાણે બોલવું :-

**ओं प्रतिगृह्णामि ॥**

## કન્યાને વસ્ત્ર-પ્રદાન

પશ્ચાત્ નિમ્ન મંત્ર વડે વરે કન્યાને ઉત્તમ વસ્ત્ર આપવું.

**ओं जरां गच्छ परिधत्स्व वासो भवाकृष्टीनामभिशस्तिपावा । शतं च जीव शरदःसुवर्चा रयिं च पुत्राननुसंव्ययस्वायुष्मतीदं परिधत्स्व वासः ॥** (पार०गृ० १।४।१२॥)

તત્પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર બોલીને વરે વધૂને ઉપવસ્ત્ર આપવું :-

**ओं या अकृतन्नवयन् या अतन्वत याश्च देवीस्तन्तूनभितो ततन्थ । तास्त्वा देवीर्जरसे संव्ययस्वायुष्मतीदं परिधत्स्व वासः ॥**

(पार०गृ० १।४।१३॥)

આ ઉપવસ્ત્રને વધૂએ યજ્ઞોપવીત પેઠે ધારણ કરવું; અને નીચેનો મંત્ર બોલી વરે અધોવસ્ત્ર (ધોતિયું) ધારણ કરવું :-

---

* અમુક એ પદના સ્થાનમાં જે ગોત્ર અથવા કુળમાં વધૂ ઉત્પન્ન થઈ હોય તેનું ઉચ્ચારણ કે નામ બોલવું.

✦ "अमुकनाम्नीम्" ના સ્થાનમાં કન્યાનું નામ દ્વિતીયા વિભક્તિ એક વચનમાં બોલવું.

## વરનું વસ્ત્ર-પરિધાન

**ओं परिधास्यै यशोधास्यै दीर्घायुत्वाय जरदष्टिरस्मि । शतं च जीवामि शरदः पुरूची रायस्पोषमभिसंव्ययिष्ये ॥** (पार०गृ० २।६।२०॥)

તત્પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર બોલીને વરે દુપટ્ટો (ઉપરણો કે ખેસ) ધારણ કરવો :-

**ओं यशसा मा द्यावापृथिवी यशसेन्द्राबृहस्पती । यशो भगश्च मा विदद्यशो ना प्रतिपद्यताम् ॥** (पार०गृ० २।६।२१॥)

## વિવાહ કર્મની તૈયારી

આ પ્રમાણે વધૂ તથા વર વસ્ત્ર પરિધાન કરી તૈયાર થઈ જાય તેટલા વખતમાં કાર્યકર્તા અથવા બીજા કોઈએ યજ્ઞમંડપમાં જઈને યજ્ઞકુંડની સમીપમાં જઈ યજ્ઞકુંડમાંના અગ્નિને પૃ. ૨૬માં લિખિત મુજબ કપૂર અથવા ઘીથી પ્રદીપ્ત કરવો; અને આહુતિને માટે સુગન્ધિત કરેલું ઘી અગ્નિના ઉપર ગરમ કરી કાંસાનાં પાત્રમાં કાઢી તૈયાર રાખવું તથા સ્રુવો આદિ હોમનાં પાત્ર, શુદ્ધ જલપાત્ર ઇત્યાદિ સામગ્રી યજ્ઞકુંડની પાસે એકઠી કરી મૂકવી.

પછી વર પક્ષના એક પુરુષે શુદ્ધ વસ્ત્ર ધારણ કરી, એક જળથી ભરેલો કળશ લઈ યજ્ઞકુંડની પરિક્રમા કરી, કુંડના દક્ષિણ ભાગમાં ઉત્તરાભિમુખે થઈ કળશસ્થાપન કરવું. અર્થાત્ ભૂમિ ઉપર પોતાની આગળ મૂકવો અને જ્યાં સુધી વિવાહવિધિ પૂરો ન થાય ત્યાં સુધી ઉત્તરાભિમુખે બેસી રહેવું.

એજ પ્રમાણે વર પક્ષના બીજા માણસે પોતાના હાથમાં એક દંડ લઈને યજ્ઞકુંડના દક્ષિણ ભાગમાં કાર્યસમાપ્તિ પર્યન્ત ઉત્તરાભિમુખે બેસવું.

એજ પ્રમાણે વધૂનો સગો ભાઈ અથવા તેના અભાવમાં પિત્રાઈ ભાઈ અથવા મામા કે માશીના છોકરાએ ડાંગરની અથવા જુવારની ધાણી અને શમી વૃક્ષનાં પાંદડાં એ બંનેને મેળવી ચાર ખોબા એક શુદ્ધ સૂપડામાં લઈ યજ્ઞકુંડના પશ્ચિમ ભાગમાં પૂર્વાભિમુખે બેસવું.

તત્પશ્ચાત્ કાર્યકર્ત્તાએ એક સપાટ શિલા કે, જે સુંદર લીસી હોય તેવી, તથા વધૂ અને વરને બેસવાને માટે બે દર્ભાસન અથવા યજ્ઞીય તૃણાસન અથવા યજ્ઞીય વૃક્ષની છાલનાં કે જે પ્રથમથી તૈયાર કરી રાખ્યાં હોય તે યજ્ઞકુંડની પાસે લાવી મૂકવાં.

## વર–વધૂનું યજ્ઞ મંડપમાં આગમન

પશ્ચાત્ વસ્ત્ર ધારણ કરેલી કન્યાને કાર્યકર્ત્તાએ વરની સન્મુખ લાવવી. આ સમયે વર અને કન્યાએ નિમ્ન મંત્ર બોલવો :-

**ओं समञ्जन्तु विश्वे देवाः समापो हृदयानि नौ ॥ सं मातरिश्वा सं धाता समु देष्ट्री दधातु नौ*** ॥ (ऋ० १०।८५।४७।)

ત્યારબાદ વર પોતાના જમણા હાથ વડે વધૂનો જમણો હાથ પકડીને નીચેનો મંત્ર બોલી ઘર બહાર મંડપસ્થાનમાં યજ્ઞકુંડની સમીપ (બંને જણ હાથ પકડીને) આવે.

---

* હે (विश्वेदेवाः) યજ્ઞશાલામાં બેઠેલા વિદ્વાનો આપ અમને બંનેને (समञ्जन्तु) અમારી પ્રસન્નતાપૂર્વક ગૃહસ્થાશ્રમમાં એકત્ર રહેવાને માટે એક બીજાનો સ્વીકાર કરનારાં છીએ એમ નિશ્ચયપૂર્વક જાણો; અને અમે (नौ हृदयानि) અમારાં બન્ને હૃદય (आपः) જલની પેઠે સમાન (सम) શાંત અને મળેલાં રહેશે એમ સ્વીકારીએ છીએ જેમ (मातरिश्वा) પ્રાણવાયુ અમને પ્રિય છે. તેમ (सम) અમે બન્ને એક બીજાથી સદા પ્રસન્ન રહીશું. જેમ (धाता) જગત્ધાતા પરમાત્મા સર્વમાં (सम) મળેલાં છે અને જગત્‌ને ધારણ કરે છે તેમ અમે બન્ને એક બીજાને ધારણ કરીશું. જેમ (समुदेष्ट्री) ઉપદેશક શ્રોતાઓ ઉપર પ્રીતિ રાખે છે તેમ (नौ) અમારા બન્નેનો આત્મા એક બીજા સાથે દૃઢ પ્રેમ (दधातु) ધારણ કરો.

**ओं यदैषि मनसा दूरं दिशोऽनुपवमानो वा । हिरण्यपर्णो वैकर्णः स त्वा मन्मनसां करोतु असौ❖ ॥** (पार०गृ० १।४।१५॥)

પછી વરે નીચેના બે મંત્રો બોલીને, બંને જણે યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરી, યજ્ઞકુંડના પશ્ચિમ ભાગમાં પ્રથમથી સ્થાપન કરેલાં આસનો ઉપર પૂર્વાભિમુખે વરની જમણી બાજુએ વધૂ અને વધૂની ડાબી બાજુએ વરે બેસવું.

**ओं भूर्भुवः स्वः । अघोरचक्षुरपतिघ्न्येधि शिवा पशुभ्यः सुमनाः सुवर्चाः । वीरसूर्देवृकामा स्योना शन्नो भव द्विपदे शं चतुष्पदे* ॥**

(ऋ० १०।८५।४४॥)

---

❖ (असौ) પદનાં સ્થાનમાં કન્યાનાં નામનું ઉચ્ચારણ કરવું. હે વરાનને અથવા વરાનન ! (यत्) જે તું (मनसा) તારી ઈચ્છાથી મને જેમ (पवमानः) પવિત્ર વાયુ (वा) અથવા જેમ (हिरण्यपर्णो वैकर्णः) તેજોમય જલ આદિને કિરણો દ્વારા ગ્રહણ કરનારો સૂર્ય (दूरम्) દૂરસ્થ પદાર્થો અને (दिशोऽनु) દિશાઓને પ્રાપ્ત થાય છે, તેમ પ્રેમપૂર્વક મને પ્રાપ્ત થાય છે. તે (त्वा) તને (सः) તે પરમેશ્વર (मन्मनसाम्) મારા મનને અનુકૂળ (करोतु) કરે; અને હે (वीर) વીર આપ જે, મનથી મને (एषा) પ્રાપ્ત થાઓ છો તેને જગદીશ્વર મારા મનને અનુકુલ સદા રાખે.

* (अघोर) હે વરાનને ! (अपतिघ्नि) પતિની સાથે વિરોધ ન કરનારી તું જેના (ओम्) રક્ષણકર્તા, (भूः) પ્રાણદાતા, (भुवः) સર્વ દુઃખોને દૂર કરનાર (स्वः) સુખસ્વરૂપ અને સર્વને સુખના દાતા આદિ નામ છે તે પરમાત્માની કૃપા અને પોતાના ઉત્તમ પુરુપાર્થ વડે (अघोरचक्षु) પ્રિયદષ્ટિવાળી (एधि) થા. (शिवा) મંગલકારિણી (पशुभ्यः) સર્વ પશુઓને સુખદાતા, (सुमनाः) પવિત્રાન્તઃકરણયુક્ત, પ્રસન્નચિત્ત, (सुवर्चाः) સુંદર શુભ ગુણકર્મ સ્વભાવયુક્ત અને વિદ્યા વડે સુપ્રકાશિત, (वीरसूः) ઉત્તમ વીર પુરુષોને જન્મ આપનારી, (देवृकामा) દેવરની કામના કરનારી અર્થાત્ નિયોગની ઈચ્છા કરનારી (स्योना) સુખયુક્ત થાય. (नः) અમારા (द्विपदे) મનુષ્યાદિને માટે (शम्) સુખ કરનારી (भव) સદા થાય અને (चतुष्पदे) ગાય વગેરે પશુઓને પણ (शम्) સુખ આપનારી થાય; અને હું તારો પતિ પણ તે પ્રમાણે વર્તું.

  

**ओं भूर्भुवः स्वः । सा नः पूषा शिवतमामैरय सा न ऊरू उशती विहर । यस्यामुशन्तः प्रहराम शेफं यस्यामु कामा बहवो निविष्टयै ॥**

(पार०गृ० १।४।१६॥)

તત્પશ્ચાત્ વધૂએ નીચેનો મંત્ર બોલવો :-

**ओं प्र मे पतियानः पन्थाः कल्पताᳬशिवा अरिष्टा पतिलोकं गमेयम् ॥** (મં૦બ્રા૦ ૧।૧।૮॥)

## વિવાહ-યજ્ઞનો આરંભ

તત્પશ્ચાત્ પૃ. ૨૫ લિખિત યજ્ઞકુંડની સમીપ દક્ષિણભાગમાં ઉત્તરાભિમુખે પુરોહિતની સ્થાપના કરવી. પશ્ચાત્ પૃ. ૨૫ લિખિત -

**ओम् अमृतोपस्तरणमसि स्वाहा ॥**

ઈત્યાદિ ત્રણ મંત્રો વડે પ્રત્યેક મંત્રથી એક-એક આચમન, એમ ત્રણ આચમન વર, વધૂ, પુરોહિત અને કાર્યકર્ત્તાએ કરવા પછી સર્વેએ એક શુદ્ધ પાત્રમાં હસ્ત તથા મુખ પ્રક્ષાલન કરી, પાત્ર દૂર મૂકાવી, હાથ અને મુખ કોરાં કરવાં. પશ્ચાત્ પૃ. ૨૬ લિખિત -

**"ओं भूर्भुवः स्वद्यौरिव०"**

એ મંત્ર વડે 'અગ્ન્યાધાન' કરવું. પશ્ચાત્ પૃ. ૨૬ લિખિત -

**"ओम् अयन्त इध्म०"**

ઈત્યાદિ મંત્રો વડે (ત્રણ) સમિધાદાન કરવું. પશ્ચાત્ પૃ. ૨૮ લિખિત-

**"ओं देव सवितः प्रसुव०"**

એ મંત્ર વડે કુંડની ચારે બાજુ જમણા હાથની અંજલિથી શુદ્ધ જલનું સિંચન કરવું. પછી કુંડમાં નાખેલી સમિધા પ્રદીપ્ત થયેલ હોય તેના પર વધૂ, વર, પુરોહિત તથા કાર્યકર્તાએ પૃ. ૨૮ લિખિત -

**"આઘારાવાજ્યાહુતિ"** (અગ્નયે સ્વાહા આદિ મંત્રો વડે) ચાર ઘૃતની

આહુતિ આપવી. પશ્ચાત્ પૃ. ૨૯ લિખિત-

"व्याहृति आहुति" (भूरग्नये स्वाहा-આદિ મંત્રો વડે) ચાર ઘૃતની આહુતિ આપવી. પશ્ચાત્ પૃ. ૩૦-૩૧ લિખિત-

"अष्टाज्याहुति" (त्वन्नो अग्ने०-આદિ મંત્રો વડે) આઠ, આ સર્વે મળીને સોળ આજ્યાહુતિ અર્થાત્ ઘૃતાહુતિ આપવી. તત્પશ્ચાત્ પ્રધાન હોમનો આરંભ કરવો.

## પ્રધાન હોમ

પ્રધાન હોમ સમયે વધૂએ પોતાના જમણા હાથનો વરના જમણા ખંભાને સ્પર્શ રાખવો; અને પૃ. ૨૯ લિખિત-

"ओं भूभुवः स्वः" अग्न आयूंषि०" ઇત્યાદિ ચાર મંત્રો વડે, અર્થાત્ એક એક મંત્ર વડે એક એક મળીને ચાર આજ્યાહુતિ ક્રમથી આપવી. તત્પશ્ચાત્ નિમ્ન મંત્ર વડે એક-અર્થાત્ પાંચમી આજ્યાહુતિ-ઘૃતની આહુતિ આપવી.-

**ओं भूर्भुवः स्वः । त्वमर्यमा भवसि यत्कनीनां नाम स्वधावन्गुह्यं बिभर्षि । अञ्जन्ति मित्रं सुधितं न गोभिर्यद्दम्पती समनसा कृणोषि स्वाहा ॥ इदमग्नये - इदन्न मम् ॥** (ऋ० ९।३।२॥)

### રાષ્ટ્રભૃત હોમ

તત્પશ્ચાત્ નિમ્ન બાર રાષ્ટ્રભૃત આજ્યાહુતિઓ આપવી.

**ओम् ऋताषाड् ऋतधामाग्निर्गन्धर्वः । स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् । इदमृतासाहे ऋतधाम्ने अग्नये गन्धर्वाय - इदन्न मम ॥१॥**

**ओम् ऋताषाड् ऋतधामाग्निर्गन्धर्वस्तस्यौषधयोऽप्सरसो मुदो नाम । ताभ्यः स्वाहा । इद मोषधिभ्योऽप्सरोभ्यो मुदभ्यः - इदन्न मम ॥२॥**

ओं सꣳहितो विश्वसामा सूर्यो गन्धर्वः । स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् । इदं सꣳहिताय विश्वसाम्ने सूर्याय गन्धर्वाय - इदन्न मम ॥३॥

ओं सꣳहितो विश्वसामा सूर्यो गन्धर्वस्तस्य मरीचयोऽप्सरस आयुवो नाम । ताभ्यः स्वाहा । इदं मरीचिभ्योऽप्सरोभ्य आयुभ्यः इदन्न - मम ॥४॥

ओं सुषुम्णः सूर्यरश्मिश्चन्द्रमा गन्धर्वः । स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् । इदं सुषुम्णाय, सूर्यरश्मये, चन्द्रमसे, गन्धर्वाय - इदन्न मम ॥५॥

ओं सुषुम्णः सूर्यरश्मिश्चन्द्रमा गन्धर्वस्तस्य नक्षत्राण्यप्सरसो भेकुरयो नाम । ताभ्यः स्वाहा । इदं नक्षत्रेभ्योऽप्सरोभ्यो भेकुरिभ्यः-इदन्न मम ॥६॥

ओम् इषिरो विश्वव्यचा वातो गन्धर्वः । स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् । इदमिषिराय विश्वव्यचसे वाताय गन्धर्वाय - इदन्न मम ॥७॥

ओम् इषिरो विश्वव्यचां वातो गन्धर्वस्तस्यापो अप्सरस ऊर्ज्जो नाम । ताभ्यः स्वाहा । इदमद्भयो अप्सरोभ्य ऊर्ग्भ्यः - इदन्न मम ॥८॥

ओं भुज्युः सुपर्णो यज्ञो गन्धर्वः । स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् । इदं भुज्यवे सुपर्णाय यज्ञाय, गन्धर्वाय - इदन्न मम ॥९॥

ओं भुज्युः सुपर्णो यज्ञो गन्धर्वस्तस्य दक्षिणा अप्सरसस्तावा नाम । ताभ्यः स्वाहा । इदं दक्षिणाभ्योऽप्सरोभ्यः स्तावाभ्यः - इदन्न मम ॥१०॥

ओं प्रजापतिर्विश्वकर्मा मनो गन्धर्वः । स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् । इदं प्रजापतये विश्वकर्मणे, मनसे, गन्धर्वाय - इदन्न मम ॥११॥

ओं प्रजापतिर्विश्वकर्मा मनो गन्धर्वस्तस्य ऋक्सामान्यप्सरस एष्टयो नाम । ताभ्यः स्वाहा । इदमृक्सामेभ्योऽप्सरोभ्यः एष्टिभ्यः - इदन्न मम ॥१२॥ (यजु० अध्याय १८ । मन्त्र ३८-४३ ।)

# જયાહોમ

હવે આ તેર મંત્રોથી આપવામાં આવતી (૧૩) તેર આહુતિઓ 'જયાહોમ' કહેવાય છે.

ओं चित्तं च स्वाहा । इदं चित्ताय - इदन्न मम ॥१॥

ओं चित्तिश्च स्वाहा । इदं चित्यै - इदन्न मम ॥२॥

ओम् आकूतं च स्वाहा । इदमाकूताय - इदन्न मम ॥३॥

ओम् आकूतिश्च स्वाहा । इदमाकूत्यै - इदन्न मम ॥४॥

ओं विज्ञातं च स्वाहा । इदं विज्ञाताय - इदन्न मम ॥५॥

ओं विज्ञातिश्च स्वाहा । इदं विज्ञात्यै - इदन्न मम ॥६॥

ओं मनश्च स्वाहा । इदं मनसे - इदन्न मम ॥७॥

ओं शक्वरीश्च स्वाहा । इदं शक्वरीभ्य - इदन्न मम ॥८॥

ओं दर्शश्च स्वाहा । इदं दर्शाय - इदन्न मम ॥९॥

ओं पौर्णमासं च स्वाहा । इदं पौर्णमासाय - इदन्न मम ॥१०॥

ओं बृहच्च स्वाहा । इदं बृहते - इदन्न मम ॥११॥

ओं रथन्तरञ्च स्वाहा । इदं रथन्तराय - इदन्न मम ॥१२॥

ओं प्रजापतिर्जयानिन्द्राय वृष्णे प्रायच्छदुग्रः पृतना जयेषु । तस्मै विशः समनमन्त सर्वाः स उग्रः स इहव्यो बभूव स्वाहा । इदं प्रजापतये जयानिन्द्राय - इदन्न मम ॥१३॥ (पार०गृ० १।५।९॥)

  

# અભ્યાતન-હોમ

પછી નિમ્નલિખિત મંત્રો વડે "અભ્યાતન હોમ" કરવો જેની ૧૮ આજ્યાહુતિઓ છે.

ओम् अग्निर्भूतानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधाया मस्मिन् कर्मण्यस्यां देवहूत्याᳪ स्वाहा ॥ इदमग्नये भूताना मधिपतये - इदन्न ममः ॥१॥

ओम् इन्द्रो ज्येष्ठानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याँ स्वाहा ॥ इदमिन्द्राय ज्येष्ठानामधिपतये - इदन्न मम ॥२॥

ओं यमः पृथिव्या अधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याᳪ स्वाहा ॥ इदं यमाय पृथिव्याऽअधिपतये - इदन्न मम ॥३॥

ओं वायुरन्तरिक्षस्याधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहृत्याᳪ स्वाहा ॥ इदं वायवे अन्तरिक्षस्याधिपतये - इदन्न मम ॥४॥

ओं सूर्यो दिवोऽधिपतिः स मावत्वस्मिन् ब्राह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याᳪ स्वाहा ॥ इदं सूर्याय दिवोऽधिपतये - इदन्न मम ॥५॥

ओं चन्द्रमा नक्षत्राणामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याᳪ स्वाहा ॥ इदं चन्द्रमसे नक्षत्राणामधिपतये - इदन्न मम ॥६॥

ओं बृहस्पतिर्ब्रह्मणोऽधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याᳪ स्वाहा ॥ इदं बृहस्पतये ब्रह्मणोऽधिपतये - इदन्न मम ॥७॥

  

ओं मित्रः सत्यानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याꣳ स्वाहा ॥ इदं मित्राय सत्यानामधिपतये - इदन्न मम ॥८॥

ओं वरुणोऽपामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन कर्मण्यस्यां देवहूत्याꣳ स्वाहा ॥ इदं वरुणायापामधिपतये - इदन्न मम ॥९॥

ओं समुद्रः स्रोत्यानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याꣳ स्वाहा ॥ इदं समुद्राय स्रोत्यानामधिपतये - इदन्न मम ॥१०॥

ओम् अन्नꣳसाम्राज्यानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याꣳ स्वाहा ॥ इदमन्नाय साम्राज्यानामधिपतये - इदन्न मम ॥११॥

ओं सोमऽओषधीनामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याꣳ स्वाहा ॥ इदं सोमाय ओषधीनामधिपतये - इदन्न मम ॥१२॥

ओं सविता प्रसवानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याꣳ स्वाहा ॥ इदं सवित्रे प्रसवानामधिपतये - इदन्न मम ॥१३॥

ओं रुद्रः पशूनामधिपतिः समावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याꣳ स्वाहा ॥ इदं रुद्राय पशूनामधिपतये - इदन्न मम ॥१४॥

ओं त्वष्टा रूपाणामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याꣳ स्वाहा ॥ इदं त्वष्ट्रे रूपाणामधिपतये - इदन्न मम ॥१५॥

 

ओं विष्णुः पर्वतानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याᳬं स्वाहा ॥ इदं विष्णवे पर्वतानामधिपतये - इदन्न मम ॥१६॥

ओं मरुतो गणानामधिपतयस्ते मावन्त्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याᳬं स्वाहा ॥ इदं मरुद्भ्यो गणानामधिपतिभ्यः - इदन्न मम ॥१७॥

ओं पितरः पितामहाः परेऽवरे ततास्ततामहा इह मावन्त्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्याᳬं स्वाहा । इदं पितृभ्यः पितामहेभ्यः परेभ्योऽवरेभ्यस्ततेभ्यस्ततामहेभ्यश्च - इदन्न मम ॥१८॥ पार० गृ० १।५।१० ॥

## અષ્ટ આજ્યાહુતિ

પછી નીચે લખેલા દરેક મંત્રથી એક એક આહુતિ કરીને આઠ આજ્યાહુતિ આપવી.

ओम् अग्निरैतु प्रथमो देवतानाᳬं सोऽस्यै प्रजां मुञ्चतु मृत्युपाशात् । तदयँराजा वरुणोऽनुमन्यतां यथेयँ स्त्री पौत्रमघं न रोदात् स्वाहा ॥ इदमग्नये - इदन्न मम ॥१॥

ओम् इमामग्निस्त्रायतां गार्हपत्यः प्रजामस्यै नयतु दीर्घमायुः । अशून्योपस्था जीवतामस्तु माता पौत्रमानन्दमभिविबुध्यतामियँ स्वाहा ॥ इदमग्नये - इदन्न मम ॥२॥

ओं स्वस्ति नोऽग्ने दिवा पृथिव्या विश्वानि धेह्ययथा यजत्र । यदस्यां मयि दिवि जातं प्रशस्तं तदस्मासु द्रविणं धेहि चित्रᳬं स्वाहा ॥ इदमग्नये - इदन्न मम ॥३॥

ओं सुगन्नु पन्थां प्रदिशं न एहि ज्योतिष्मध्ये ह्यजरं नऽआयुः । अपैतु मृत्युरमृतं मं आगाद्वैवस्वतो नो अभयं कृणोतु स्वाहा ॥ इदं वैवस्वताय - इदन्न मम ॥४॥

ओं परं मृत्यो अनुपरेहि पन्थां यत्र नो अन्य इतरो देवयानात् । चक्षुष्मते शृण्वते ते ब्रवीमि मा नः प्रजाꣳरीरिषो मोत वीरान्त्स्वाहा ॥ इदं मृत्यवे - इदन्न मम ॥५॥ (पार०गृ० १।५।११-१२)

ओं द्यौस्ते पृष्ठꣳरक्षतु वायुरूरू अश्विनौ च । स्तनन्धयस्ते पुत्रान्त्सविताभिरक्षत्वावाससःपरिधानाद् बृहस्पतिर्विश्वेदेवा अभिरक्षन्तु पश्चात्स्वाहा ॥ इदं विश्वेभ्यो देवेभ्य - इदन्न मम ॥६॥

ओं मा ते गृहेषु निशि घोष उत्थादन्यत्र त्वद्रुदत्यः संविशन्तु । मा त्वं ददत्युर आवधिष्ठा जीवपत्नी पतिलोके विराज पश्यन्ती प्रजांꣳ सुमनस्यमानाꣳ स्वाहा ॥ इदमग्नये - इदन्न मम ॥७॥

ओम् अप्रजस्यं पौत्रमर्त्य पाप्मानमुत वा अधम् । शीर्ष्णस्रजमिवोन्मुच्य द्विशद्भ्यः प्रतिमुञ्चामि पाशꣳ स्वाहा ॥ इदमग्न्ये - इदन्न मम ॥८॥ (मं० ब्रा० १।१।१२-१४॥)

તત્પશ્ચાત્ પૃ. ૨૯માં લિખિત **ओं भूरग्नये स्वाहा ॥** ઈત્યાદિ ચાર મંત્રોથી ચાર આજ્યાહુતિ આપવી.

## પ્રતિજ્ઞા વિધિ

આ પ્રમાણે હોમ કર્યા પછી વરે પોતાના આસન પરથી ઊઠી, પૂર્વાભિમુખ બેઠેલી વધૂની સન્મુખ પશ્ચિમાભિમુખ ઊભા રહી, પોતાના ડાબા હાથ વડે વધૂનો જમણો હાથ પકડીને ઉપર ઉઠાવવો તથા પોતાના જમણા હાથ વડે વધૂના ઉપર ઉઠાવેલા જમણા હાથની અંજલિ અંગુઠા સહિત ચત્તી પકડીને નીચે લખેલા પાણિગ્રહણના છ મંત્રો બોલવા.

**ओं गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः । भगो अर्यमा सविता पुरन्धिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः१ ॥१॥**

**ओं भगस्ते हस्तमग्रभीत् सविता हस्तमग्रभीत् । पत्नी त्वमसि धर्मणाहं गृहपतिस्तवर ॥२॥**

---

૧. હે વરાનને-સુમુખિ ! જેમ હું (सौभगत्वाय) ઐશ્વર્ય અને સુપુત્રાદિ સૌભાગ્યની વૃદ્ધિ માટે (ते) તારો (हस्तम्) હાથ (गृभ्णामि) ગ્રહણ કરું છું, તેમ તું (मया) હું કે જે તારો (पत्या) પતિ છું તેની સાથે (जरदष्टिः) વૃદ્ધાવસ્થાને સુખપૂર્વક પ્રાપ્ત (आसः) થા તથા હે વીર ! હું સૌભાગ્યની વૃદ્ધિ માટે તમારો હાથ ગ્રહણ કરું છું તમે મારી સાથે (કે જે હું તમારી પત્ની છું.) વૃદ્ધાવસ્થાપર્યન્ત પ્રસન્ન અને અનુકૂળ રહો, આજથી હું તમારા પત્નીભાવને પ્રાપ્ત થઈ છું અને તમે મારા પતિ ભાવને પ્રાપ્ત થયા છો. (भगः) સકલ ઐશ્વર્યયુક્ત (अर्यमा) ન્યાયકારી (सविता) સર્વ જગત્‌નો ઉત્પત્તિ કર્ત્તા (पुरन्धिः) અનેક પ્રકારે જગત્‌ને ધારણ કરનાર પરમાત્મા અને (देवाः) આ સમયે સભા મંડપમાં ઉપસ્થિત થયેલા વિદ્વાન માણસો (गार्हपत्याय) ગૃહાશ્રમ કર્મના અનુષ્ઠાનને માટે (त्वा) તને (मह्यम्) મારા પ્રતિ (अदुः) અર્પણ કરે છે. આજથી આપણે પરસ્પર વેચાઈ ચૂકયાં; તમે મારા અને હું તમારી એવી રીતે બંધાઈ ગયાં છીએ, આપણે એક બીજાનું કદિ પણ અપ્રિયાચરણ-ગેરવર્તણુંક નહીં કરીએ.

૨ હે પ્રિયે, (भगः) ઐશ્વર્યયુક્ત હું (ते) તારો (हस्तम्) હાથ (अग्रभीत्) ગ્રહણ કરું છું. તથા (सविता) ધર્મયુક્ત માર્ગમાં પ્રેરણા કરનાર હું તારો (हस्तम्) હાથ (अग्रभीत्) ગ્રહણ કરી ચૂકયો છું. (त्वम्) તું (धर्मणा) ધર્મ વડે મારી (पत्नीं) ભાર્યા (असि) છે અને (अहम्) હું ધર્મ વડે (तव) તારો (गृहपतिः) પતિ છું. આપણે બંને પ્રેમપૂર્વક મળીને ગૃહનાં સર્વ કાર્યો સિદ્ધ કરીશું; અને એક બીજાનું અપ્રિયાચરણ-વ્યભિચારાદિ કુત્સિત કર્મો કદિ નહીં કરીશું; જે વડે ગૃહના સર્વ કાર્યો સિદ્ધ થાય, ઉત્તમોત્તમ સંતાન થાય તથા જેના વડે ઐશ્વર્ય અને સુખની પ્રાપ્તિ થાય તેવું આચરણ કરીશું.

ओं ममेयमस्तु पोष्या मह्यं त्वादाद् बृहस्पतिः ।
मया पत्या प्रजावति शं जीव शरदः शतम्[१] ॥३॥
त्वष्टा वासो व्यऽदधाच्छुभे कं बृहस्पतेः प्रशिषा कवीनाम् ।
तेनेमां नारीं सविता भगश्च सूर्यामिव परि धत्तां प्रजया[२] ॥४॥
इन्द्राग्नी द्यावापृथिवी मातरिश्वा मित्रावरुणा भगो अश्विनोभा ।
बृहस्पतिर्मरुतो ब्रह्म सोम इमां नारीं प्रजया वर्धयन्तु[३] ॥५॥
(अथर्व० १४।१।५१-५)

---

૧. હે અનઘે-પાપરહિત ! (बृहस्पति) સર્વ જગત્‌ના પાલક પરમેશ્વરે (त्वा) તને (मह्यम) મારા પ્રતિ (अदात) અર્પણ કરી છે. (इयम) એ તું જ જગત્‌માં મારી (पोष्या) પોપણ યોગ્ય પત્ની (अस्तु) થા. હે (प्रजावति) ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરનારી તું (मया, पत्या) હું જે તારો પતિ છું તેની સાથે (शतम) સો (शरदः) શરદઋતુ અર્થાત્ સો વર્ષ પર્યન્ત (शं, जीव) સુખપૂર્વક પ્રાણ ધારણ કર, જીવન વ્યતીત કર. આ પ્રમાણે વધૂ પણ વર પાસે પ્રતિજ્ઞા કરે કે, હે ભદ્ર વીર ! પરમેશ્વરની કૃપાથી તમે મને પ્રાપ્ત થયા છો, માટે આ જગત્‌માં તમારા વગર કોઈપણ બીજો પતિ, અર્થાત્ પાલન કરનાર, સેવ્ય, તથા ઈષ્ટદેવ નથી. હું તમારું જ કહ્યું કરીશ. જેમ તમે મારા વગર કોઈપણ બીજી સ્ત્રી સાથે અયુક્ત પ્રીતિ નહીં કરો તેમ હું પણ તમારા વગર બીજા કોઈ પણ પર પુરુષ સાથે અયુક્ત પ્રીતિભાવનું વર્તન નહીં રાખીશ, તમે મારી સાથે પ્રીતિ અને આનંદપૂર્વક સો વર્ષ સુધી જીવો. પ્રાણ ધારણ કરો.

૨. હે શુભાનને-શુભમુખિ જેમ (बृहस्पतेः) આ પરમાત્માની સૃષ્ટિમાં, એની તથા (कवीनाम) આપ્ત વિદ્વાનોની (प्रशिषा) શિક્ષા વડે દંપતી થાય છે, (त्वष्टा) ને જેમ વિદ્યુત સર્વ વસ્તુઓમાં વ્યાપ્ત થઈને રહી છે, તેમ તું મારી પ્રસન્નતાને માટે, (वासः) સુંદર વસ્ત્રો, (शुभे) આભૂષણ તથા (कम) સુખ જે તારે માટે મારાથી થાય તેને પ્રાપ્ત થા. મારી અને તારી આ ઈચ્છાને તે સર્વવ્યાપક પરમાત્મા (व्यदधात) સિદ્ધ કરે, જેમ (सविता) સકલ જગત્‌ની ઉત્પતિ કરનાર પરમેશ્વર (च) અને (भगः) સંપૂર્ણ ઐશ્વર્યયુક્ત ઈશ્વર (प्रजया) ઉત્તમ પ્રજા વડે (इमाम) આને-તને (नारीम) કે જે તું મારી સ્ત્રી છે તેને, (परिधत्ताम) શોભાથી આચ્છાદિત-યુક્ત કરો અને હું (तेन) આ સર્વ વડે, (सूर्यामिव) સૂર્યનું કિરણ જેમ પ્રકાશમય અને શોભાયુક્ત હોય છે તેમ તને વસ્ત્ર અને ભૂષણાદિથી શોભાયુક્ત સર્વદા રાખીશ.

તથા હે પ્રિયપતિ ! હું તમને સૂર્યની પેઠે શોભાયુક્ત તથા તમને જેથી આનંદ થાય તેવું અનુકૂળ પ્રિયાચરણ કરીને (प्रजया) ઐશ્વર્ય તથા વસ્ત્રાદિ વડે આનંદિત રાખીશ.

૩. હે મારા સંબંધીજનો-સગાં વહાલાંઓ જેમ (इन्द्राग्नी) વિદ્યુત અને પ્રસિદ્ધ અગ્નિ

**अहं वि ष्यामि मयि रूपमस्या वेददित्पश्यन्मनसा कुलायम् ।**
**न स्तेयमद्मि मनसोदमुच्ये स्वयं श्रथ्नानो वरुणस्य पाशान्[1] ॥६॥**
(अथर्व० १४।१।५७॥)

પશ્ચાત્ વર વધૂની હસ્તાંજલિ પકડીને ઊંચી કરી તેને પોતાને સાથે લઈ બંને જણા યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરે તે જ વખતે જે કળશ યજ્ઞકુંડની દક્ષિણ દિશામાં સ્થાપન કરવામાં આવ્યો હતો, તેને લઈ, કળશની પાસે બેઠેલો પુરુષ, પણ વર વધૂની સાથે સાથે ચાલે તત્પશ્ચાત્ નિમ્નલિખિત પ્રતિજ્ઞાઓ વર અને વધૂ કરે :-

---

(द्यावापृथिवी) સૂર્ય અને ભૂમિ (मातरिश्वा) અન્તરિક્ષસ્થ વાયુ (मित्रा वरुणा) પ્રાણ અને ઉદાન, તથા (भगः) સમ્પૂર્ણ ઐશ્વર્ય (अश्विना) સત્ વૈદ્ય અને સત્યોપદેશક (उभा) આ બે, (बृहस्पतिः) મહાજન, પ્રજાનો પાલક અને ન્યાયકારી રાજા (मरुतः) સભ્ય મનુષ્ય (ब्रह्म) સર્વથી શ્રેષ્ઠ પરમાત્મા અને (सोमः) ચંદ્રમા તથા સોમલતા આદિ ઔષધીઓ, સર્વ પ્રજાની જેમ વૃદ્ધિ અને પાલન કરે છે તેમ (इमां नारीम्) આ મારી સ્ત્રીને (प्रजया) પ્રજા વડે વૃદ્ધિને પમાડે છે, તેમજ તમે પણ (સત્યોપદેશ સોમલતા આદિ ઓષધીઓથી મારી સ્ત્રીની) (वर्द्धयन्तु) વૃધ્ધિ કરો. જેમ હું આ સ્ત્રીની પ્રજા વગેરેથી સદા વૃદ્ધિ કરું; તેમ સ્ત્રી પણ પ્રતિજ્ઞા કરે કે હું પણ એ પતિને સદા આનંદ, ઐશ્વર્ય અને પ્રજાની વૃદ્ધિ કરીશ. જેમ એ બન્ને મળીને પ્રજાની વૃદ્ધિ કરે છે. તેમ તું અને હું મળીને ગૃહાશ્રમના અભ્યુદયની વૃદ્ધિ કરીએ.

૧. હે કલ્યાણ કોડે ! જેમ (मनसा) મન વડે (कुलायम्) કુળની વૃદ્ધિને (पश्यन्) જોતો (अहम्) હું (अस्याः) આ તારા (रूपम्) રૂપને (विष्यामि) પ્રીતિથી પ્રાપ્ત અને તેમાં પ્રેમ દ્વારા વ્યાપ્ત થાઉં છું, તેમ તું મારી વધૂ (मयि) મારામાં પ્રેમથી વ્યાપ્ત થઈ અનુકૂળ વ્યવહારને (वेदत्) પ્રાપ્ત થા. જેમ હું (मनसा) મન વડે પણ તું કે જે મારી વધૂ છે તેની સાથે (स्तेयम्) ગુપ્ત કર્મને (उदमुच्ये) છોડી દઉં છું અને કોઈ પણ ઉત્તમ પદાર્થોને છૂપી રીતે (नाद्मि) ભોગ નથી કરતો. (स्वयम्) હું પોતે (श्रथ्नानः) પુરુષાર્થથી શિથિલ થઈ (वरुणस्य) ઉત્કૃષ્ટ વ્યવહારમાં વિઘ્ન રૂપ દુર્વ્યસની પુરુષોના (पाशान्) બંધનોને દૂર કરતો રહું. (इत्) તે જ પ્રમાણે હે વધૂ ! તું પણ આ પ્રમાણે વર્તન રાખ. આવી રીતે વધૂ પણ સ્વીકાર કરે કે હું પણ તમારી સાથે આવું વર્તન કરીશ.

  

ओम् अमोऽहमस्मि सा त्वꣳसा त्वमस्यमोऽहं । सामाहमस्मि ऋक्त्वं द्यौरहं पृथिवी त्वं तावेव विवहावहै सह रेतो दधावहै । प्रजां प्रजनयावहै पुत्रान् विन्दावहै बहून् । ते सन्तु जरदष्टयः सं प्रियौ रोचिष्णू सुमनस्यमानौ । पश्येम शरदः शतं जीवेम शरद शतꣳशृणुयाम शरदः शतम्[1] ॥७॥ (पार०गृ० १।६।३॥)

## શિલારોહણ વિધિ

ત્યારબાદ વર વધૂની પછવાડે થઈને વધૂની સમીપ દક્ષિણ અને બાજુમાં જઈ, ઉત્તરાભિમુખ ઊભા રહી, વધૂની જમણી હસ્તાંજલિ પોતાની જમણી હસ્તાંજલિ વડે પકડીને બન્ને ઊભા રહે. તથા જે પુરુષ વર અને વધૂની સાથે ચાલ્યો હોય તે પાછો કુંડની દક્ષિણ બાજુએ કળશ લઈને બેસી જાય.

---

૧. હે વધૂ ! જેમ (अहम) હું (अमः) જ્ઞાનવાન્ જ્ઞાનપૂર્વક તારું ગ્રહણ કરનાર (अस्मि) થાઉં છું તેમ (सा) (त्वम) તું પણ જ્ઞાનપૂર્વક મને ગ્રહણ કરનારી (असि) થાય છે, જેમ (अहम) હું મારા પૂર્ણ પ્રેમથી તને (अमः) ગ્રહણ કરું છું, તેમજ (सा) (त्वम) તું પણ મને ગ્રહણ કરે છે.. (अहम) હું (साम) સામવેદની માફક પ્રશંસિત (अस्मि) છું. હે વધૂ ! તું (ऋक) ઋગ્વેદની સમાન પ્રશંસિત છે, તથા (त्वम) તું (पृथिवी) પૃથ્વિની પેઠે ગર્ભધારણાદિ જે ગૃહાશ્રમના વ્યવહારો છે તેને ધારણ કરનારી છેં અને હું (द्यौः) વર્ષા કરનાર જે સૂર્ય તેની સમાન છું. અને આપણે (तावेव) બન્ને જણા (विवहावहै) પ્રસન્નતાપૂર્વક વિવાહ કરીએ; તથા (सह) સાથે મળીને (रेतः) વીર્યને (दधावहै) ધારણ કરીએ; અને (प्रजाम) ઉત્તમ પ્રજા (प्रजनयावहै) ઉત્પન્ન કરીએ; તથા (बहून) બહુ (पुत्रान) પુત્રોને (विन्दावहै) પ્રાપ્ત કરીએ (ते) તે પુત્રો (जरदष्टयः) જરાવસ્થાના અન્ત સુધી જીવન યુક્ત (सन्तु) રહે (संप्रियौ) સારી રીતે એક બીજાથી પ્રસન્ન (रोचिष्णू) પરસ્પરમાં રુચિવાળા (सुमनस्यमानौ) સારી રીતે વિચારપૂર્વક (शतम) સો (शरदः) શરદ ઋતુ અર્થાત્ શત વર્ષ પર્યંત એક બીજાને પ્રેમદૃષ્ટિ વડે (पश्येम) જોતાં રહે (शतम् शरदः) સો વર્ષ પર્યન્ત આનંદથી (जीवेम) આપણે જીવતાં રહીએ અને (शतम् शरदः) સો વર્ષ પર્યન્ત પ્રિય વચનોને શ્રૃણુયામ સાંભળતાં રહીએ.

પશ્ચાત્ વધુની માતા અથવા ભાઈ, જે પ્રથમ ચોખા અને જુવારની ધાણી સુપડામાં રાખેલી હતી, તેને ડાબા હાથમાં લઈ જમણા હાથથી વધૂનો જમણો પગ ઉપાડી પથ્થરની શિલા પર મૂકીને નિમ્નલિખિત મંત્ર બોલે.

**ओम् आरोहेममश्मानमश्मेव त्वं स्थिरा भव । अभितिष्ठ पृतन्यतोऽवबाधस्व पृतनायतः ॥१॥** (पार०गृ० १।७।१॥)

## લાજા-હોમ

તત્પશ્ચાત્ વર અને વધૂ કુંડની સમીપ આવીને બંને પૂર્વાભિમુખ ઊભા રહે અને આ જગ્યાએ વધૂ દક્ષિણ બાજુએ રહી પોતાની હસ્તાંજલિને વરની હસ્તાંજલિ પર રાખે.

તત્પશ્ચાત્ વધૂની મા અથવા ભાઈ જે સૂપડું પકડીને ઊભું હોય તે ધાણીનું સૂપડું ભૂમિ પર રાખી, અથવા બીજા કોઈ પુરુષના હાથમાં આપી, વર અને વધૂની એકત્રિત થએલી હસ્તાંજલિ પર થોડું ઘૃત રેડે પછી પ્રથમ સૂપડામાંથી થોડી ધાણી પોતાની હસ્તાંજલિમાં બેવાર લઈ વર તથા વધૂની એકત્રિત કરેલી હસ્તાંજલિમાં નાખે, પછી તે હસ્તાંજલિમાં નાખેલી ધાણી પર થોડું ઘૃત રેડે ત્યારબાદ વર-વધૂની હસ્તાંજલિ સહિત પોતાની હસ્તાંજલિને આગળથી નમાવી નિમ્નલિખિત દરેક મંત્રથી એક એક વાર કરી થોડી ધાણીની ત્રણ આહુતિઓ પ્રજ્વલિત અગ્નિ પર નાખે.

**ओम् अर्य्यमणं देवं कन्या अग्निमयक्षत । स नो अर्यमा देवः प्रेतो मुञ्चतु मा पतेः स्वाहा ॥ इदमर्यम्णे अग्नये - इदन्न मम ॥१॥**

**ओम् इयं नार्युपब्रूते लाजानावपन्तिका । आयुष्मानस्तु मे पतिरेधन्तां ज्ञातयो मम स्वाहा ॥ इदमग्नये - इदन्न मम ॥२॥**

**ओम् इमाँल्लाजानावपाम्यग्नौ समृद्धिकरणं तव । मम तुभ्यं च संवननं तदग्निरनुमन्यतामियँ स्वाहा ॥ इदमग्नये-इदन्न मम ॥३॥**

(पार०गृ० १।६।२॥)

ત્યાર પછી વરે પોતાના જમણા હાથની હસ્તાંજલિ વડે વધૂની હસ્તાંજલિ પકડીને, નિમ્ન મંત્ર બોલવો :-

**ओं सरस्वती प्रेदमव सुभगे वाजिनीवति । यान्त्वा विश्वस्य भूतस्य प्रजायामस्याग्रतः । यस्यां भूतँ्समभवद्यस्यां विश्वमिदं जगत् । तामद्य गाथां गास्यामि या स्त्रीणामुत्तमं यशः ॥१॥** (पार०गृ० १।७।२॥)

પશ્ચાત્ નીચેના મંત્રો બોલીને, યજ્ઞકુંડની પ્રદક્ષિણા (પ્રથમ ફેરો) ફરીને, યજ્ઞકુંડના પશ્ચિમ ભાગમાં પૂર્વાભિમુખ બન્નેએ થોડીવાર ઊભા રહેવું.

**ओं तुभ्यमग्रे पर्यवहन्त्सूर्यां वहतुना सह । पुनः पतिभ्यो जायां दा अग्ने प्रजया सह ॥१॥** (ऋ० १०।८५।३८॥)

**ओं कन्यला पितृभ्यः पतिलोकं यतीयमप दीक्षामयष्ट । कन्या उत त्वया वयं धारा उदन्या इवातिगाहेमहि द्विषः ॥२॥** (मं०ब्रा० १।२।५॥)

તત્પશ્ચાત્ પૂર્વોક્ત પ્રમાણે કળશ સહિત યજ્ઞકુંડની પ્રદક્ષિણા (અર્થાત્ બીજો ફેરો) ફરવો. પશ્ચાત્ એજ રીતે ફરી બે વાર અર્થાત્ મળીને ચાર પરિક્રમા ફરવી. (અર્થાત્ ચાર ફેરા ફરવા.) અન્તમાં યજ્ઞકુંડની પશ્ચિમ તરફ થોડીવાર ઊભા રહીને, ઉક્ત રીતિથી ત્રણ વાર ક્રિયા પૂરી થયા પછી વર-વધૂ યજ્ઞકુંડની પશ્ચિમ બાજુએ પૂર્વાભિમુખ ઊભા રહે. પશ્ચાત્ વધૂની માતા અથવા ભાઈ પેલા સૂપડાને તિરછું-ત્રાંસુ કરી તેમાં બાકી રહેલી ધાણીને વધૂની હસ્તાંજલિમાં નાખી દે, પશ્ચાત્ વધૂ નીચેનો મંત્ર બોલી વેદીમાં પ્રજ્વલિત અગ્નિ પર તે ધાણીની એક આહુતિ આપે-

**ओं भगाय स्वाहा ॥ इदं भगाय - इदन्न मम ॥** (पार०गृ० १।७।५॥)

પશ્ચાત્ વરે વધૂને જમણી બાજુએ રાખી, યજ્ઞકુંડની પશ્ચિમ બાજુએ પૂર્વાભિમુખ બેસવું અને વરે નીચેનો મંત્ર બોલી સ્રુવાથી ઘૃતની એક આહુતિ આપવી.

**ओं प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये - इदन्न मम ॥**

(पार०गृ० १।७।६॥)

## કેશ વિમોચન

ત્યાર બાદ એકાન્તમાં જઈ વધૂના બાંધેલા કેશના અંબોડાને વરે છોડવો અને નીચેના બે મંત્રો બોલવા :-

**ओं प्र त्वा मुञ्चामि वरुणस्य पाशाद्येन त्वा बध्नात्सविता सुशेवः । ऋतस्य योनौ सुकृतस्य लोकेऽरिष्टान्त्वा सह पत्या दधामि ॥१॥**

**ओं प्रेतो मुञ्चामि नामुतः सुबद्धाममुतस्करम् । यथेयमिन्द्र मीढ्वः सुपुत्रा सुभगासती ॥२॥**

## સપ્તપદી–વિધિ

ત્યારબાદ સભામંડપામાં આવી સપ્તપદી વિધિનો પ્રારંભ કરવો, આ સમયે વરનાં ઉપવસ્ત્ર (ઉપરણું કે પિછોડી) ની સાથે વધૂનાં ઉત્તરીય વસ્ત્રની ગાંઠ વાળવી આને "જોડવું" (અર્થાત્ છેડા-છેડી બાંધવી) કહે છે. વર અને વધૂ બન્ને જણા આસન પરથી ઊઠી, વરે પોતાના જમણા હાથ વડે વધૂની જમણી હસ્તાંજલિ પકડી યજ્ઞકુંડની ઉત્તર બાજુએ જવું. પછી વરે પોતાનો જમણો હાથ વધૂના જમણા ખભા પર રાખી બંને જણાએ પાસે પાસે ઉત્તરાભિમુખ ઊભા રહેવું. ત્યાર બાદ વરે નિમ્નલિખિત વાકય બોલી વધૂને પ્રથમ પોતાનો જમણો પગ ઉપાડી ચાલવા માટે આજ્ઞા આપવી.✣

---

✣ આ પગલું મૂકવાનો વિધિ એવો છે, કે વધૂ પ્રથમ પોતાનો જમણો પગ ઉપાડીને ઈશાન કોણ તરફ આગળ કરીને મૂકે, પછી બીજા ડાબા પગને ઉપાડી જમણા પગની પાની સુધી મૂકે; એટલે જમણા પગની જરા પછવાડે ડાબો પગ મૂકે. આને એક પગલું ગણવું. આવાં બીજાં છ પગલાંઓ એટલે બધા મળી સાત પગલાંઓ તે તે સમયના મંત્રો બોલી ઈશાન દિશા ભણી રહી ભરવાં. 'भव' શબ્દની પૂર્વ પ્રથમ મંત્રમાં જે શબ્દો છે તે સર્વે બાકીના છ મંત્રોમાં બોલી પગલાં ભરવાની ક્રિયા કરવી.

  

मा सव्येन दक्षिणमतिक्राम ॥ (गो० गृ० २।२।१२॥)

અને નીચેનો મંત્ર બોલી વર વધૂને પોતાની સાથે રાખી ઈશાન દિશામાં બંને જણે એક પગલું ચાલવું.

ओम् इष एकपदी भव सा मामनुव्रता भव विष्णुस्त्वा नयतु पुत्रान् विन्दावहै बहूँस्ते सन्तु जरदष्टयः ॥१॥

२ ओम् ऊर्ज्जे द्विपदी भव० આ મંત્રથી બીજું.

३ ओं रायस्पोषाय त्रिपदी भव० આ મંત્રથી ત્રીજું.

४ ओं मयोभवाय चतुष्पदी भव० આ મંત્રથી ચોથું.

५ ओं प्रजाभ्यः पञ्चपदी भव० આ મંત્રથી પાંચમું.

६ ओम् ऋतुभ्यः षट्पदी भव० આ મંત્ર વડે છઠું અને

७ ओं सखे सप्तपदी भव० આ મંત્ર વડે સાતમું (आश्व०गृ० १।७।१९॥)

આ રીતે સાત પગલાં ઈશાન દિશામાં ચાલીને, વર અને વધૂ છેડા છેડી બાંધેલ બંને શુભાસન પર બેસે.

## (જલથી માર્જન)

પછી જે પુરુષ પ્રથમ જલનો કળશ લઈ યજ્ઞકુંડની દક્ષિણ તરફ બેઠેલો હતો તે પૂર્વસ્થાપિત જલકુંભને લઈ વર અને વધૂની સમીપમાં આવે; અને તેમાંથી થોડું પાણી લઈ વર અને વધૂનાં માથા પર થોડા છાંટા નાખે. તે તે વખતે વર નિમ્ન લિખિત ચાર મંત્રો બોલે.

ओम् आपो हि ष्ठा मयोभुवस्ता न ऊर्ज्जे दधातन । महे रणाय चक्षसे ॥१॥ 

**यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः । उशतीरिव मातरः ॥२॥**

**तस्मा अरङ्गमाम वो यस्य क्षयाय जिन्वथ । आपो जनयथा च नः ॥३॥** (यजु० ३६।१४-१६॥)

**ओम् आपः शिवाः शिवतमाः शान्ताः शान्ततमास्तास्ते कृण्वन्तु भेषजम् ॥४॥** (पार०गृ० १।८।५॥)

## સૂર્ય દર્શન

પશ્ચાત્ વર અને વધૂ ત્યાંથી ઊઠી નિમ્નલિખિત મંત્ર બોલી સૂર્યનું અવલોકન કરે.

**ओं तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतँशृणुयाम शरदः शतं प्र ब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥** (यजु० ३६।२४॥)

## હૃદય આલંભન

પછી વરે વધૂના જમણા ખંભા પરથી પોતાનો જમણો હાથ ઉપાડી લઈ તે હાથ વડે વધૂનાં હૃદયનો સ્પર્શ નીચેનો મંત્ર બોલી કરવો.

**ओं मम व्रते ते हृदयं दधामि मम चित्तमनु चित्तं ते अस्तु ।**

**मम वाचमेकमना जुषस्व प्रजापतिष्ट्वा नियुनक्तु मह्यम्** ❖ **॥**

---

❖ હે વધૂ ! (ते) તારા (हृदयम्) અંતઃકરણ અને આત્માને (मम) મારા (व्रते) કર્મની અનુકૂળ (दधामि) ધારણ કરું છું, (मम) મારા (चित्तमनु) ચિત્તને અનુકૂળ (ते) તારું (चित्तम्) ચિત્ત સર્વદા (अस्तु) થાંઓ, (मम) મારી (वाचम्) વાણીને તું (एकमनाः) એકાગ્ર ચિત્તથી (जुषस्व) સેવનકર (प्रजापतिः) પ્રજાનું પાલન કરનાર પરમેશ્વર (त्वा) તને (मह्यम्) મારા માટે (नियुनक्तु) નિયુક્ત કરે.

  

ઉપર પ્રમાણે વધૂએ પણ પોતાના જમણા હાથથી વરનાં હૃદયનો સ્પર્શ ઉપરનો જ મંત્ર બોલી કરવો.*

## સુમંગલી–આશીર્વાદ

ત્યાર બાદ વરે વધૂના મસ્તક પર હાથ મૂકી નીચલો મંત્ર બોલવો.

**ओं सुमङ्गलीरियं वधूरिमां समेत पश्यत । सौभाग्यमस्यै दत्त्वा याथास्तं वि परेतन ॥**

પશ્ચાત્ સભા મંડપમાં કાર્યાર્થ આવેલા સદ્ગૃહસ્થોનું અવલોકન કરવું, તેમની સામુ જોવું અને આ વખતે તેઓ સર્વએ

**ओं सौभाग्यमस्तु । ओं शुभं भवतु ॥**

આ વાકય વડે આશીર્વાદ આપવો.

તત્પશ્ચાત્ વર અને વધૂએ પાછા યજ્ઞકુંડની સમીપ પૂર્વવત્ બેસી પુનઃ આગળ પૃ. ૨૯ લખ્યા પ્રમાણે **(ओं यदस्यकर्मणो)** એ સ્વિષ્ટકૃત્ મંત્ર વડે હોમાહુતિ અર્થાત્ એક આજ્યાહુતિ આપી, પ્રથમં પૃ. ૨૯ લખેલા **(ओं भूरग्नये स्वाहा)** ઈત્યાદિ ચાર મંત્રો વડે ચાર આહુતિઓ આપવી. આવી રીતે વિવાહનો વિધિ સમાપ્ત થયા પછી વર અને વધૂ બંને જણા થોડી વાર વિશ્રામ કરે.

---

* એજ રીતે હે પ્રિય વીર સ્વામિન્ ! આપના હૃદય, આત્મા અને અન્તઃકરણને મારા પ્રિય આચરણ રૂપ કર્મમાં ધારણ કરું છું આપનું ચિત્ત સદા મારા ચિત્તને અનુકૂળ રહે. આપ મારી વાણીનું અર્થાત્ હું જે કંઈ કહું તેનું એકાગ્ર ચિત્તથી સેવન કરો, કારણ કે આજથી પ્રજાપતિ પરમાત્માએ આપને મારા આધીન કરેલ છે. એ જ રીતે હું પણ આપને આધીન થયેલ છું.

અર્થાત્ વધૂ અને વર આ પ્રતિજ્ઞાને અનુકૂળ વર્તન રાખે, જેથી સર્વદા આનંદિત અને કીર્તિમાન બની પતિવ્રત અને સ્ત્રીવ્રત પાળીને સર્વ પ્રકારનાં વ્યભિચાર અને અપ્રિય ભાષણ વગેરેથી દૂર રહી, પરસ્પર પ્રીતિયુક્ત રહે.

  

## ઉત્તર-વિધિ

વિશ્રામ લીધા પછી વિવાહનો ઉત્તર વિધિ કરવો. આ વિધિ વિશેષે કરીને વધૂના ઘરમાં જે યજ્ઞકુંડ પહેલાંથી જ તૈયાર કરી રાખેલો હોય ત્યાં જઈ ઈશાન કોણમાં કરવો જોઈએ.

સૂર્યાસ્ત થયા પછી આકાશમાં નક્ષત્ર દેખાય તે સમયે વર અને વધૂએ યજ્ઞકુંડના પશ્ચિમ ભાગમાં આસન પર પૂર્વ દિશામાં મુખ કરી બેસી પ્રથમ લખેલા (**ओं भूर्भुवः स्वर्द्यौः**) મંત્રથી અગ્ન્યાધાન કરવું. જો કદાચિત્ પ્રથમથી જ સભા મંડપ ઈશાન કોણમાં કરવામાં આવ્યો હોય અને પૂર્વે જ, અગ્ન્યાધાન કરેલું હોય તો અગ્ન્યાધાન કરવાની કશી આવશ્યકતા નથી; પણ (**ओम् अयन्त इध्म आत्मा०**) ઈત્યાદિ ચાર મંત્રો વડે સમિદાધાન કરી, જ્યારે અગ્નિ પ્રદીપ્ત થાય ત્યારે પ્રથમ પૃ. ૨૮ લખેલા (**ओम् अग्नये स्वाहा**) ઈત્યાદિ ચાર મંત્રો વડે ચાર આઘારાવાજ્યાહુતિઓ આપી, પછી પૃ. ૨૯ લખેલ (**ओं भूरग्नये**) ઇત્યાદિ ચાર મંત્રો વડે ચાર વ્યાહૃતિ આહુતિઓ આપવી. એટલે બધી મળી આઠ આજ્યાહુતિઓ આપવી. પશ્ચાત્ નિમ્ન લિખિત મંત્રો વડે પ્રધાન હોમ કરવો, જેના છ મંત્રો છે. દરેક મંત્ર વડે એક એક આજ્યાહુતિ આપવી.

## પ્રધાન-હોમ

**ओं लेखासन्धिषु पक्ष्मस्वारोकेषु च यानि ते तानि पूर्णाहुत्या सर्वाणि शमयाम्यहं स्वाहा ॥ इदं कन्यायै - इदन्न मम ॥१॥**

**ओं केशेषु यच्च पापकमीक्षिते रुदिते च यत् । तानि० ॥२॥**

**ओं शीलेषु यच्च पापकं भाषिते हसिते च यत् । तानि० ॥३॥**

**ओम् आरोकेषु दन्तेषु हस्तयोः पादयोश्च यत् । तानि० ॥४॥**

**ओम् ऊर्वोरुपस्थे जङ्घयोः सन्धानेषु च यानि ते । तानि० ॥५॥**

**ओं यानि कानि च घोराणि सर्वाङ्गेषु तवाभवन् । पूर्णाहुतिभिराज्यस्य सर्वाणि तान्यशीशमं स्वाहा ॥ इदं कन्यायै - इदन्न मम ॥६॥**

(मं०ब्रा० १।३।१-६॥)

  

તત્પશ્ચાત્ પૃ. ૨૯ લિખિત **"ओं भूरग्नये स्वाहा ॥"** ઇત્યાદિ ચાર મંત્રો વડે ચાર વ્યાહૃતિ આહુતિઓ ઘીની આપવી.

## ધ્રુવ-દર્શન

તત્પશ્ચાત્ વર અને વધૂ ત્યાંથી ઊઠીને સભા મંડપની બહાર ઉત્તર દિશામાં જઈને, વર વધૂને ધ્રુવનો તારો દેખાડતા બોલે કે+ :-

**ध्रुवं पश्य ॥** (गो० २।३।८॥)

પશ્ચાત્ વધૂ વરને કહે કે -

**पश्यामि ॥**

હું ધ્રુવના તારાને જોઉં છું. પછી વધૂએ નીચેનો મંત્ર બોલવો :-

**ओं ध्रुवमसि ध्रुवाहं पतिकुले भूयासम् (अमुष्य असौ* ॥)** (गो०गृ० २।३।९॥)

## (અરુન્ધતી-દર્શન)

તત્પશ્ચાત્ વર નિમ્ન વાકય બોલીને વધૂને અરુન્ધતીનો તારો બતાવે :-

**अरुन्धतीं पश्य ॥**

વધૂએ તારાને જોઈને કહેવું કે :-

---

+ હે વધુ અથવા વર જેમ આ ધ્રુવ દઢ અને સ્થિર છે, તેવી રીતે આપણે બન્ને જણાં એક - બીજાના પ્રિય આચરણમાં દઢ અને સ્થિર રહીએ.

* (अमुष्य) આ પદની જગ્યાએ ષષ્ઠી વિભકત્યન્ત પતિનું નામ બોલવું જોઈએ. જેમ કે - પતિનું નામ શિવ શર્મા હોય તો "शिवशर्मण:" બોલવું તેમજ જેમ તું અરુન્ધતી નિયમથી બંધાયેલી છે, તેમ હું પણ છું. "(असौ)" પદની જગ્યાએ વધૂએ પોતાનું નામ પ્રથમા વિભકત્યન્ત જોડીને મંત્ર પૂરો કરવો, જેમ કે - "भूयासं सौभाग्यदाहम् शिवशर्मणस्ते"

"હે સ્વામિન !" સૌભાગ્યદા (अहम्) હું (अमुष्य) આપ શિવ શર્માની અર્ધાંગી (पतिकुले) આપના કુળમાં (ध्रुवा) નિશ્ચય જેવા કે આપ (ध्रुवम्) દઢ નિશ્ચય કરનારા મારા સ્થિર પતિ (असि) છો, તેમ હું પણ આપની સ્થિર, દઢ પત્ની (भूयासम्) બનું.

**पश्यामि ॥**

પશ્ચાત્ વધૂએ નીચેનો મંત્ર બોલવો :-

**ओम् अरुन्धत्यसि रुद्धाहमस्मि (अमुष्य असौ)❖ ॥**

(ગો૦ગૃ૦ ૨।૩।૧૦॥)

પશ્ચાત્ વરે વધૂની સામે જોઈ મસ્તક પર હાથ રાખી નીચેના બે મંત્રો બોલવા :-

## ધ્રુવીભાવ–આશંસન

**ओं ध्रुवा द्यौर्ध्रुवा पृथिवी ध्रुवं विश्वमिदं जगत् । ध्रुवासःपर्वता इमे ध्रुवा स्त्री पतिकुले 'इयम्'❖ ॥**

**ओं ध्रुवमसि ध्रुवन्त्वा पश्यामि ध्रुवैधि पोष्ये मयि । मह्यं त्वादाद् बृहस्पतिर्मया पत्या प्रजावती सं जीव शरदः शतम्*** ॥ (પાર૦ગૃ૦ ૧।૮।૧૯॥)

---

❖ હે વરાનને ! જેમ (द्यौः) સૂર્યની કાન્તિ અથવા વિદ્યુત્ (ध्रुवा) સૂર્યલોક અથવા પૃથ્વી વગેરેમાં નિશ્ચલ, જેમ (पृथिवी) ભૂમિ પોતાના સ્વરૂપમાં (ध्रुवा) સ્થિર, જેમ (इदम्) આ (विश्वम्) સર્વ (जगत्) સંસાર પ્રવાહ સ્વરૂપમાં (ध्रुवम्) સ્થિર છે, તથા જેમ (इमे) આ પ્રત્યક્ષ (पर्वता) પર્વતો (ध्रुवासः) પોતાના સ્થાનમાં સ્થિર છે. તેમ (इयम्) આ તું મારી (स्त्री) પત્ની (पतिकुले) મારા કુળમાં (ध्रुवा) સદા સ્થિર રહે.

* હે સ્વામિન્ ! જેમ આપ મારી સમીપ (ध्रुवम्) દૃઢ સંકલ્પ કરીને સ્થિર (असि) છો, જેમ હું (त्वा) આપને (ध्रुवम्) સ્થિર, દૃઢ (पश्यामि) જોઉં છું, તેમ જ આપ સર્વદા મારી સાથે દૃઢ રહેશો, કારણ કે મારા મનને અનુકૂળ (त्वा) આપને (बृहस्पतिः) પરમાત્મા (अदात्) સમર્પિત કરી ચૂકેલ છે. તેમજ મુજ પત્નીની સાથે, ઉત્તમ પ્રજાયુક્ત થઈને (शतं शरदः) સો વર્ષ સુધી (सम् जीव) જીવો, તથા હે વરાનને પત્ની (पोष्ये) ધારણ અને પાલન કરવા યોગ્ય (मयि) મુજ પતિની નિકટ (ध्रुवा) સ્થિર રહે. (मह्यम्) તને પરમાત્માએ મારા મનની અનુકૂળ આપેલ છે. તું (मया) મારી (पत्या) પતિની સાથે (प्रजावती) અતિ-ઉત્તમ પ્રજાયુક્ત થઈને સો વર્ષ સુધી આનંદપૂર્વક જીવન ધારણ કર. આવી રીતે વર-વધૂ દૃઢ પ્રતિજ્ઞા કરે કે જેથી વિપરીત કદી વિરોધ કરીને ચાલે નહિ.

  

પશ્ચાત્ વર અને વધૂ બંનેએ યજ્ઞકુંડના દક્ષિણ ભાગમાં પૂર્વાભિમુખ થઈ યજ્ઞકુંડની સમીપમાં બેસી પ્રથમ પૃ. ૨૫માં લખેલા **(ओम् अमृतोपस्तरणमसि स्वाहा)** ઇત્યાદિ ત્રણ મંત્રો વડે ક્રમથી ત્રણ આચમનો કરવાં; ત્યારબાદ યજ્ઞકુંડમાં પૃ. ૨૬ લિખિત સમિધા નાખી અગ્નિને પ્રદીપ્ત કરી, પૃ. ૧૯માં બતાવેલા ઘૃત, અને સ્થાલીપાક એટલે કે ભાતને તે જ વખતે તૈયાર કરવો. પશ્ચાત્ પૃ. ૨૬ લિખિત **(ओम् अयन्त इध्म०)** ઈત્યાદિ ચાર મંત્રો વડે સમિધા હોમ બંને વર-વધૂએ કરવો; પછી ઉપર લખ્યા પ્રમાણે ૪ આઘારાવાજ્યભાગાહુતિ અને ૪ વ્યાહૃતિ આહુતિ એમ મળી ૮ આઠ આજ્યાહુતિ વર-વધૂએ આપવી.

## ઓદન-આહુતિ

તત્પશ્ચાત્ ઉપર કહેલો ભાત જે તૈયાર કરવામાં આવ્યો હોય, તેને એક પાત્રમાં કાઢી; તેના ઉપર સ્રુવા વડે ઘી રેડી, ઘી અને ભાતને સારી રીતે મેળવી જમણા હાથ વડે થોડો થોડો ભાત વર અને વધૂએ લેવો અને નિમ્નલિખિત મન્ત્રો વડે ક્રમથી ચાર આહુતિઓ આપવી.

**ओम् अग्नये स्वाहा ॥ इदमग्नये - इदन्न मम ॥**

**ओं प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये - इदन्न मम ॥**

**ओं विश्वेभ्यो देवेभ्यः स्वाहा ॥ इदं विश्वेभ्यो देवेभ्यः - इदन्न मम ॥**

**ओम् अनुमतये स्वाहा ॥ इदमनुमतये - इदन्न मम ॥** (गो०गृ० २।३।२०॥)

ત્યારબાદ પૃ. ૨૯ લિખિત (ओं यदस्यकर्म्मणो०) મંત્ર વડે એક સ્વિષ્ટકૃત આહુતિ આપવી અને પછી પૃ. ૨૯ લિખિત ચાર વ્યાહૃતિ આહુતિ અને પૃ. ૩૦માં લખેલ અષ્ટાજ્યાહુતિ મળીને બાર આજ્યાહુતિઓ આપવી.

  

## ઓદન-પ્રાશન

તત્પશ્ચાત્ બાકી રહેલો ભાત એક પાત્રમાં કાઢી તેના ઉપર ઘી રેડવું અને પોતાનો જમણો હાથ તે ભાત ઉપર રાખી નિમ્ન ત્રણ મંત્રો મનમાં જપી ભાતમાંથી થોડું ભક્ષણ કરવું.

**ओम् अन्नप्राशेन मणिना प्राणसूत्रेण पृश्निना । बध्नामि सत्यग्रन्थिना मनश्च हृदयं च ते❖ ॥१॥**

**ओं यदेतद्धृदयं तव तदस्तु हृदयं मम । यदिदँहृदयम् मम तदस्तु हृदयं तव✽ ॥२॥**

**ओम् अन्नं प्राणस्य षड्विँशस्तेन बध्नामि त्वा असौ✺ ॥३॥**
(मं०ब्रा० १।३।८-१० ॥)

ભક્ષણ કર્યા બાદ જે ઉચ્છિષ્ટ શેષ ભાગ રહેલો હોય તે પોતાની વધૂને ખાવા માટે આપવો. જ્યારે વધૂ ખાઈ ચૂકે, ત્યારે વર અને વધૂ તૈયાર થઈ યજ્ઞમંડપમાં શુભાસન ઉપર નિયમ પ્રમાણે પૂર્વાભિમુખ બેસવું; અને પ્રથમ પૃ. ૩૨-૩૩માં લખ્યા પ્રમાણે સામવેદોક્ત મહાવામદેવ્ય ગાન કરવું.

---

❖ હે વધૂ અથવા વર ! જેમ અન્નની સાથે પ્રાણ અને પ્રાણની સાથે અન્ન તથા અન્ન અને પ્રાણનો અન્તરિક્ષ સાથે સમ્બન્ધ છે તેમ (ते) તારું (हृदयम्) હૃદય (च) અને (मनः) મન (च) અને જે ચિત્ત ઇત્યાદિ તેને (सत्यग्रन्थिना) સત્યતાની ગાંઠ વડે (बध्नामि) બાંધું છું.

✽ હે વર અથવા હે પત્ની (यदेतद्) જે આ (तव) તારું (हृदयम्) આત્મા અથવા અંતઃકરણ છે (तत्) તે (मम) મારા (हृदयम्) આત્મા અથવા અંતઃકરણની તુલ્ય પ્રિય (अस्तु) થાઓ; અને (मम) મારો (यदिदम्) જે આ (हृदयम्) આત્મા પ્રાણ અને મન છે (तत्) તે (तव) તારા (हृदयम्) આત્મા વગેરેની તુલ્ય પ્રિય (अस्तु) સદા રહો.

✺ (असौ) વરે વધૂનું નામ બોલવું હે યશોદે ! જે (प्राणस्य) પ્રાણનું પોષણ કરનાર (षडविंशः) છવ્વીસમું તત્ત્વ (अन्नम्) અન્ન છે (तेन) તે વડે (त्वा) તને (बध्नामि) દૃઢ પ્રીતિ વડે બાંધું છું.

ત્યાર બાદ આગળ પૃ. ૫-૧૬માં લખ્યા પ્રમાણે ઈશ્વરની સ્તુતિ-પ્રાર્થનોપાસના, સ્વસ્તિવાચન અને શાંતિકરણ કર્મ કરી ક્ષાર-લવણ રહિત, મિષ્ટ, દૂધ અને ઘીવાળું ભોજન કરવું.

પછી પુરોહિત આદિ સદ્ધર્મી અને કાર્યને માટે ભેગાં મળેલાં સ્ત્રી પુરુષોને સન્માનાર્થ ઉત્તમ ભોજન કરાવવું. ત્યારપછી યથાયોગ્ય પુરુષોનો વૃદ્ધ પુરુષોએ અને સ્ત્રીઓનો સ્ત્રીઓએ આદર-સત્કાર કરી વિદાય કરવા.

## ત્રિરાત્ર બ્રહ્મચર્ય તથા ચતુર્થી કર્મ

તત્પશ્ચાત્ જયારે દશ ઘટિકા રાત્રિ જાય ત્યારે વર અને વધૂએ પૃથક્ પૃથક્ સ્થાનમાં ભૂમિ પર પથારી પાથરી ત્રણ રાત્રિ પર્યન્ત બ્રહ્મચર્યવ્રત પાળી શયન કરવું અને એવા પ્રકારનું ભોજન કરવું જોઈએ જેથી સ્વપ્નમાં પણ વીર્યપાત ન થાય ત્યારબાદ ચોથે દિવસે વિધિપૂર્વક ગર્ભાધાન સંસ્કાર કરવો ચોથે દિવસે કંઈ અડચણ જેવું હોય તો અધિક દિવસ સુધી બ્રહ્મચર્યવ્રતમાં દઢ રહી જે દિવસે બંનેની ઇચ્છા થાય તે દિવસે ગર્ભાધાન વિધિ લખ્યા પ્રમાણે ગર્ભાધાનની રાત્રિ પણ હોય તે રાત્રિમાં વિધિપૂર્વક ગર્ભાધાન કરવું.

## પ્રતિયાત્રા

ત્યારબાદ બીજે દિવસે વર પક્ષવાળા લોકો વધૂ અને વરને રથ-ગાડીમાં બેસાડી મોટા સન્માનથી પોતાને ઘેર લાવે અને જો વધૂ માતાપિતાના ઘરને છોડતી વખતે આંખમાં આંસુ લાવે તો નિમ્નલિખિત મંત્ર વરે બોલવો.

**जीवं रुदन्ति वि मयन्ते अध्वरे दीर्घामनु प्रसितिं दीधियुर्नरः । वामं पितृभ्यो य इदं समेरिरे मयः पतिभ्यो जनयः परिष्वजे ॥**

(ऋ० १०।४०।१०॥)

ત્યાર પછી વર પોતાની જમણી બાજુએ વધૂને ગાડીમાં બેસાડે પશ્ચાત્ નિમ્નલિખિત મન્ત્રો બોલી રથને હાંકે.

**पूषा त्वेतो नयतु हस्तगृह्याश्विना त्वा प्र वहतां रथेन । गृहान्गच्छ गृहपत्नी यथासो वशिनी त्वं विदथमा वदासि ॥१॥**

**सुकिंशुकं शल्मलिं विश्वरूपं हिरण्यवर्णं सुवृतं सुचक्रम् । आरोह सूर्ये अमृतस्य लोकं स्योनं पत्ये वहतुं कृणुष्व ॥**

(ऋ० १०।८५।२६।२०॥)

જો વધૂને એને ઘેરથી પોતાને ઘેર લાવતી વખતે એવો માર્ગ હોય કે જેથી નૌકામાં બેસવું પડે તો નિમ્નલિખિત મન્ત્ર બોલી નૌકા ઉપર બેસવું.

**अश्मन्वती रीयते सं रभध्वमनुत्तिष्ठत प्र तरता सखायः ॥**

અને જે વખતે નૌકામાંથી ઉતરવાનો સમય આવે, તે વખતે નિમ્ન મંત્ર બોલી નાવમાંથી ઉતરે.

**अत्रा जहाम ये असन्नशेवाः शिवान्वयमुत्तरेमाभि वाजान् ॥**

(ऋ० १०।५३।८॥)

જો માર્ગ પ્રયાણમાં બે રસ્તાઓ ભેગા થાય, નદી, વાઘ, ચોર, આદિથી ભય અથવા ભયંકર સ્થાન આવે તથા ઊંચી નીચી તથા ખાડાવાળી જમીન, મોટા મોટા વૃક્ષોનાં ઝુંડ અથવા સ્મશાન ભૂમિ આવે તો નિમ્નલિખિત મંત્ર બોલવો.

**मा विदन् परिपन्थिनो य आसीदन्ति दम्पती । सुगेभिर्दुर्गमतीतामपद्रान्त्वरातयः ॥** (ऋ० १०।८५।३२॥)

તત્પશ્ચાત્ વર અને વધૂ જે ગાડીમાં બેઠા હોય તે ગાડીનું કોઈ અંગ પૈડું ઇત્યાદિ ભાગી જાય અથવા બીજા કોઈ પ્રકારનો અકસ્માત-ઉપદ્રવ થાય તો માર્ગમાં કોઈ સારું સ્થાન જોઈ નિવાસ

  

કરવો; સાથે રાખેલો જે વિવાહાગ્નિ તે પ્રગટ કરી તેમાં આગળ પૃ. ૨૯માં લખ્યા પ્રમાણે ચાર વ્યાહૃતિ આજ્યાહુતિ આપવી, પછી વામદેવ્ય ગાન કરવું.

## વધૂનું રથથી અવતારણ અને આશીર્વાદ

પશ્ચાત્ જ્યારે વર અને વધૂની ગાડી વરના ઘરની પાસે આવી પહોંચે ત્યારે કુલીન, પુત્રવતી, સૌભાગ્યવતી, કોઈ બ્રાહ્મણી અથવા પોતાના કુલની કોઈ તેવી સ્ત્રી સામે આવીને વધૂનો હાથ પકડી વરની સાથે ગાડીથી નીચે ઉતારે અને વરની સાથે સભા મંડપમાં લઈ જાય. સભા મંડપના દ્વારસમીપ આવતાં જ અત્રે કાર્ય માટે આવેલા લોકોની તરફ વર જુવે અને નીચેનો મંત્ર બોલે.

**सुमङ्गलीरियं वधूरिमां समेत पश्यत ।**
**सौभाग्यमस्यै दत्त्वा याथास्तं वि परेतन ॥**

(ऋ० १०।८५।३३॥)

તત્પશ્ચાત્ ઉપસ્થિત થયેલા લોકોએ નીચે લખેલા વાક્ય વડે આશીર્વાદ આપવો.

**ओं सौभाग्यमस्तु ओं शुभं भवतु ॥**

પછી વર નીચેનો મંત્ર બોલી વધૂને સભામંડપમાં લઈ જાય.

**इह प्रियं प्रजया ते समृध्यतामस्मिन्गृहे गार्हपत्याय जागृहि ।**
**एना पत्या तन्वं सं सृजस्वाधा जिव्री विदथमा वदाथः ॥**

(ऋ० १०।८५।२७॥)

ત્યાર પછી વર અને વધૂ પહેલાંથી સ્થાપી રાખેલા યજ્ઞકુંડની સમીપમાં જઈ વર નિમ્ન લિખિત મંત્ર બોલી યજ્ઞકુંડના પશ્ચિમભાગમાં બાજોઠ અથવા તૃણાસનપર વધૂને પોતાની જમણી તરફ પૂર્વાભિમુખ બેસાડે.

**ओम् इह गावः प्रजायध्वमिहाश्वा इह पूरुषाः ।**

**इहो सहस्रदक्षिणोऽपि पूषा नि षीदतु ॥**

(अथर्व० २०।१२७।१२।। मं०ब्रा० १।३।१३।।)

## (વર–ગૃહમાં–યજ્ઞ)

પશ્ચાત્ પૃ. ૨૫માં પ્રથમ લખેલા **(ओम् अमृतोपस्तरणमसि०)** ઇત્યાદિ ત્રણ મંત્રો વડે અનુક્રમે ત્રણ આચમન કરે, ત્યારબાદ પહેલાં પૃ. ૨૬માં લખ્યા પ્રમાણે યજ્ઞકુંડમાં યથાવિધિ સમિધાઓને ગોઠવી અગ્ન્યાધાન કરવું. જયારે તે અગ્નિ પ્રદીપ્ત થઈ જાય ત્યારે તેના પર ઘી ગરમ કરી શુદ્ધ કરી લેવું અને પ્રથમ પૃ. ૨૬માં લખ્યા પ્રમાણે સમિધાદાન કરી, પ્રદીપ્ત થયેલા અગ્નિમાં ચાર આઘારાવાજ્યભાગાહુતિઓ અને ચાર વ્યાહૃતિ આહુતિ અને આઠ આજ્યાહુતિ મળી સોળ આહુતિઓ વર અને વધૂએ આપી, પ્રધાન હોમનો નિમ્નલિખિત મંત્રો વડે આરંભ કરવો. :-

**ओम् इह धृतिः स्वाहा ॥ इदमिह धृत्यै - इदं न मम ॥**

**ओम् इह स्वधृतिः स्वाहा ॥ इदमिह स्वधृत्यै - इदं न मम ॥**

**ओम् इह रन्तिः स्वाहा ॥ इदमिह रन्त्यै - इदं न मम ॥**

**ओम् इह रमस्व स्वाहा ॥ इदमिह रमाय - इदं न मम ॥**

**ओम् मयि धृतिः स्वाहा ॥ इदं मयि धृत्यै - इदं न मम ॥**

**ओम् मयि स्वधृतिः स्वाहा ॥ इदं मयि स्वधृत्यै - इदं न मम ॥**

**ओम् मयि रमः स्वाहा ॥ इदं मयि रमाय - इदं न मम ॥**

**ओम् मयि रमस्व स्वाहा ॥ इदं मयि रमाय - इदं न मम ॥**

(मं०ब्रा० १।३।१३।।)

  

ઉપરના પ્રત્યેક મંત્ર વડે આઠ આજ્યઆહુતિ આપવી ત્યારબાદ નિમ્નલિખિત ચાર મંત્રો વડે અનુક્રમે ચાર આજ્યાહુતિઓ આપવી.

**ओम् आ नः प्रजां जनयतु प्रजापतिराजरसाय समनक्त्वर्यमा । अदुर्मङ्गलीः पतिलोकमा विश शं नो भव द्विपदे शं चतुष्पदे स्वाहा ॥ इदं सूर्यायै सावित्र्यै - इदं न मम❖ ॥१॥**

**ओम् अघोरचक्षुरपतिघ्न्येधि शिवा पशुभ्यः सुमनाः सुवर्चाः । वीरसूर्देवृकामा स्योना शन्नो भव द्विपदे शं चतुष्पदे स्वाहा✻ । इदं सूर्यायै सावित्र्यै - इदन्न मम ॥२॥**

**ओम् इमां त्वमिन्द्र मीढ्वः सुपुत्रां सुभगां कृणु । दशास्यां पुत्राना धेहि पतिमेकादशं कृधि स्वाहा❋ ॥ इदं सूर्यायै सावित्र्यै - इदं न मम ॥३॥**

---

❖ હે વધૂ ! (अर्यमा) ન્યાયકારી, દયાળુ (प्रजापतिः) પરમાત્મા કૃપા કરીને (आजरसाय) વૃદ્ધાવસ્થા પર્યન્ત જીવવાને માટે (नः) અમારી (प्रजाम्) ઉત્તમ પ્રજાને શુભ ગુણ, કર્મ અને સ્વભાવથી (आजनयतु) પ્રસિદ્ધ કરે, (समनक्तु) તેથી કરી ઉત્તમ સુખને પ્રાપ્ત કરે અને શુભ ગુણયુક્ત (मङ्गलीः) માંગલ્ય યુક્ત સ્ત્રીઓ કુટુંબના સર્વ જનોને આનંદ (अदुः) આપે, તેમાંની એક જે તું વરાનને ! (पतिलोकम्) પતિના ઘરને અથવા સુખને (आविश) પ્રાપ્ત થા. (नः) અમારા (द्विपदे) પિતા આદિ મનુષ્યોને માટે (शम्) સુખ આપવાવાળી અને (चतुष्पदे) ગાય આદિ પશુઓને માટે (शम्) સુખ કરનારી (भव) થા.

✻ આ મંત્રનો અર્થ પૃષ્ઠ ૧૨૬માં આગળ કરી ગયા છીએ.

❋ ઈશ્વર પુરુષ અને સ્ત્રીઓને આજ્ઞા આપે છે કે હે (मीढ्वः) વીર્ય સેવન કરનાર (इन्द्र) પરમૈશ્વર્યયુક્ત આ વધૂના સ્વામિન્ ! (त्वम्) તું (इमाम्) આ વધૂને (सुपुत्राम्) ઉત્તમ પુત્રવાળી (सुभगाम्) સુંદર સૌભાગ્ય ભોગવવાવાળી (कृणु) કર. (अस्याम्) આ વધૂમાં (दश) દશ (पुत्रान्) પુત્રોને (आ, धेहि) ઉત્પન્ન કર અધિક નહીં અને હે સ્ત્રી ! તું પણ અધિક કામના નહીં કરતાં દશ પુત્ર અને (एकादशम्) અગિયારમા (पतिम्) પતિને પ્રાપ્ત થઈ સંતોષ (कृधि) કર. જો આથી આગળ વધી સંતાનોત્પત્તિનો અધિક લોભ કરશો તો તમારાં સંતાન દુષ્ટ, અલ્પાયુ અને નિર્બુદ્ધિ થશે અને તમે પણ અલ્પાયુ અને રોગગ્રસ્ત થઈ જશો. એટલા માટે અધિક સંતાનો ઉત્પન્ન કરવા નહીં.

**ओम् सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्रवां भव । ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञी अधिदेवृषु स्वाहा* ॥ इदं सूर्य्यायै सावित्र्यै - इदं न मम ॥४॥**

(ऋ०१०।८५।४३-४६॥)

પછી આગળ પૃ. ૨૯માં લખ્યા પ્રમાણે એક સ્વિષ્ટકૃત હોમાહુતિ, ચાર વ્યાહૃતિ આજ્યઆહુતિ અને એક પ્રાજાપત્યાહુતિ મળી છ આજ્યાહુતિઓ આપવી અને નિમ્નલિખિત મંત્ર વડે વર અને વધૂ બન્નેએ દહીં ખાવું.

**समञ्जन्तु विश्वे देवाः समापो हृदयानि नौ ।**
**सं मातरिश्वा सं धाता समु देष्ट्री दधातु नौ ॥**

(ऋ० १०।८५।४७॥)

---

તથા (पतिमेकाशं कृधि) એ પાદનો અર્થ નિયોગમાં બીજો થશે.-અર્થાત્ જેમ પુરુષને વિવાહિત સ્ત્રીમાં દશ પુત્રો ઉત્પન્ન કરવાની પરમાત્માની આજ્ઞા છે. તેવી જ આજ્ઞા સ્ત્રીને પણ છે. કે વિવાહિત પતિથી અથવા વિધવા થયા પછી ઇચ્છે તો નિયોગ દ્વારા દશ પુત્રો ઉત્પન્ન કરે-કરાવે. આ રીતે એક સ્ત્રીએ એક પુરુષની સાથે અને એક પુરુષે એક સ્ત્રીની સાથે વિવાહ કરવાની આજ્ઞા છે. જેમ સ્ત્રી વિધવા થયા પછી નિયોગથી સંતાનોત્પતિ કરીને પુત્રવાન બની શકે છે, તેમ પુરુષ પણ વિધુર બન્યા પછી નિયોગ દ્વારા પુત્રવાન બની શકે છે.

* હે વરાનને ! તું (श्वशुरे) મારો પિતા કે જે તારો સસરો થાય છે, તેમાં પ્રીતિ કરી (सम्राज्ञी) સમ્યક પ્રકાશમાન ચક્રવર્તી રાજાની રાણી સમાન, પક્ષપાત છોડી પ્રવૃત્ત (भव) થા. (श्वश्रवाम्) મારી માતા કે જે તારી સાસુ થાય છે, તેમાં પ્રેમયુક્ત થઈ તેની આજ્ઞામાં (सम्राज्ञी) સારી રીતે પ્રકાશમાન (भव) થા. (ननान्दरि) મારી બહેન જે તારી નણંદ છે, તેમાં પણ (सम्राज्ञी) પ્રીતિવાળી, અને (देवृषु) મારા ભાઈ જે તારા દિયર તથા જેઠ છે, તેમાં (सम्राज्ञी) પણ પ્રીતિ વડે પ્રકાશમાન (अधि भव) થા, અર્થાત્ સર્વથી અવિરોધ પૂર્વક, પ્રીતિ વડે વર્તન કર.

**अहं भो अभिवादयामि❖ ॥**

આ વાકય વડે વર અને વધૂ બંનેએ વરના માતાપિતા ઇત્યાદિઓને પ્રીતિપૂર્વક નમસ્કાર કરવા.

પશ્ચાત્ આભૂપણ વસ્ત્રાદિ પહેરી શુભાસન પર બેસી પૃ. ૩૨-૩ આગળ લખેલું વામદેવ્યગાન કરવું અને તેજ સમયે પૃષ્ઠ ૪-૮માં લખ્યા પ્રમાણે ઈશ્વરોપાસના કરવી. આ વખતે અહીં આવેલાં સર્વ સ્ત્રી-પુરુપો ધ્વાનાવસ્થિત થઈ પરમેશ્વરનું ચિંતન કરે.

## સ્વસ્તિ-વાચન

અને વર, વધૂ, પિતા, આચાર્ય અને પુરોહિત ઇત્યાદિકને કહે કે -

**ओं स्वस्ति भवन्तो ब्रुवन्तु ॥**

તમે લોકો સ્વસ્તિવાચન કરો.

ત્યારબાદ પિતા, આચાર્ય અને પુરોહિત જો વિદ્વાન હોય તો પૃષ્ઠ ૯-૧૨માં લખ્યા પ્રમાણે સ્વસ્તિવાચનનો પાઠ પ્રેમપૂર્વક કરવો. પિતા, આચાર્ય અને પુરોહિતના અભાવમાં વર અને વધૂ પોતે વિદ્વાન્ અને વેદવિત્ હોય તો તેઓ સ્વસ્તિવાચન કરે.

ત્યાર પછી કાર્યાર્થ ભેગા થયેલા સર્વ સ્ત્રી પુરુષો

**ओं स्वस्ति ओं स्वस्ति ओं स्वस्ति ॥**

આ વાકય વડે વર-વધૂને આશીર્વાદ આપે.

---

❖ આથી ઉત્તમ "નમસ્તે" આ વેદોક્ત વાકય અભિવાદનને માટે નિત્યપ્રતિ સ્ત્રી-પુરુષ પિતા-પુત્ર ગુરુ-શિષ્ય ઈત્યાદિને માટે છે. સાંજે, સવારે જ્યારે અપૂર્વ સમાગમ થાય ત્યારે આ નમસ્તે વાકયથી પરસ્પર અભિવાદન કરે.

## અભ્યાગત-સત્કાર

ત્યાર પછી કાર્યકર્ત્તા, પિતા, કાકા, ભાઈ આદિ પુરુષોના તથા માતા, કાકી, બહેન આદિ સ્ત્રીઓનો સારી રીતે સત્કાર કરી વિદાય કરવાં.

## ગર્ભાધાનનો બીજો કાળ

કોઈ કારણ વિશેષથી સસરાનાં ઘરમાં ગર્ભાધાન સંસ્કાર ન થઈ શકે તો, વર અને વધૂ બંને જણાએ અતિ ખારાં અને ખાટાં ભોજનનો ત્યાગ કરી વિષયવાસનાથી રહિત થઈ વિવાહથી ચોથે દિવસે ગર્ભાધાન સંસ્કાર કરવો; જો તે દિવસે ઋતુકાલ ન હોય તો કોઈ બીજે દિવસે ગર્ભસ્થાપન કરવો. જો વર બીજા દેશમાં વિવાહને માટે ગયો હોય, તો જે સ્થાનમાં વિવાહ કરવા માટે ઉતારો કર્યો હોય, તે સ્થાનમાં ગર્ભાધાન કરવું.

## કુટુમ્બમાં-વ્યવહાર

પછી પોતાને ઘેર આવી પતિ, સાસુ, સસરા, નણંદ, દિયર, દેરાણી, જેઠ, જેઠાણી આદિ કુટુંબના મનુષ્યો વધૂનો સત્કાર કરે. સદા પરસ્પર પ્રીતિપૂર્વક વર્તન રાખે, તથા વધૂને મધુર વાણી, વસ્ત્ર, આભૂષણ આદિ વડે હંમેશાં પ્રસન્ન અને સંતુષ્ટ રાખે, તેમ વધૂ પણ મધુર વાણી ઈત્યાદિથી સર્વને પ્રસન્ન રાખે. વર પોતાની પત્ની સાથે પત્નીવ્રત આદિ સદ્ધર્મથી વર્તે, તથા પત્ની પણ પતિની સાથે પતિવ્રતા આદિ સદ્ધર્મ યુક્ત ચાલ ચલાવી હમેશાં પતિની આજ્ઞા પાળવામાં તત્પર અને ઉત્સુક રહે. તથા વર પણ સ્ત્રીની સાથે તેવી જ રીતે વર્તે.

॥ इति विवाहसंस्कारविधिः समाप्तः ॥

# ॥ अथ गृहाश्रमसंस्कारविधिं वक्ष्यामः ॥

ઐહિક અને પરલૌકિક સુખની પ્રાપ્તિને માટે વિવાહ કરી, પોતાના સામર્થ્યાનુસાર પરોપકાર કરવો, અને નિયત સમયમાં યથાવિધિ ઈશ્વરોપાસના અને ગૃહકૃત્ય સારી રીતે કરી સત્યધર્મમાં જ પોતાનું તન, મન, ધન અર્પણ કરવું અને ધર્માનુસાર સન્તાનોની ઉત્પત્તિ કરવી; આને ગૃહાશ્રમ સંસ્કાર કહે છે.

**अत्र प्रमाणानि -**

**सोमो वधूयुरभवदश्विनास्तामुभा वरा ।**
**सूर्यां यत्पत्ये शंसन्तीं मनसा सविता ददात् ॥१॥**
**इहैव स्तं मा वि यौष्टं विश्वमायुर्व्यऽश्नुतम् ।**
**क्रीडन्तौ पुत्रैर्नप्तृभिर्मोदमानौ स्वस्तकौ ॥२॥**
**सुमङ्गली प्रतरणी गृहाणां सुशेवा पत्ये श्वशुराय शम्भूः ।**
**स्योना श्वश्र्वै प्र गृहान् विशेमान् ॥३॥**

અર્થ- (सोमः) સુકુમાર શુભગુણયુક્ત (वधूयुः) વધૂની કામના કરવાવાળો પતિ, તથા પતિની કામનાવાળી વધૂ, (अश्विना) બન્ને બ્રહ્મચર્યથી વિદ્યાને પ્રાપ્ત (अभवत्) થાય અને (उमा) બને (वरा) સમાન ઉત્તમ ગુણ કર્મ સ્વભાવવાળાં (आस्ताम्) થાય, એવી (यत्) જે (सूर्य्याम्) સૂર્યના કિરણ જેવી સુંદરતા ગુણથી યુક્ત, (पत्ये) પતિ માટે (मनसा) મનથી (शंसन्तीम्) ગુણ કીર્તન કરનારી વધૂ છે, તેને પુરુષ, અને તેવા પ્રકારના પુરુષને સ્ત્રી (सविता) સકલ જગત્‌નો ઉત્પાદક પરમાત્મા (ददात्) આપે છે; અર્થાત્ મોટાં ભાગ્ય વડે જ જેનાં ગુણ, કર્મ, સ્વભાવ સમાન હોય તેવા સ્ત્રી પુરુષોનું જોડું મળે છે. (૧)

હે સ્ત્રી અને પુરુષ ! હું, પરમેશ્વર આજ્ઞા કરું છું કે, વિવાહમાં તમે જે પ્રતિજ્ઞાઓ કરી ચૂકયાં છો અને જેનો તમે બંનેએ સ્વીકાર કર્યો

 

છે, (इहैव) તેમાં (स्तम्) તત્પર રહો. (मा, वियौष्टम्) આ પ્રતિજ્ઞાનો ભંગ કદી ન કરો. (विश्वमायुर्व्यश्नुतम्) ઋતુગામી થઈ વીર્યનો અધિક નાશ ન કરી, સંપૂર્ણ આયુષ્ય કે જે સો વર્ષથી ઓછું હોતું નથી તેને પ્રાપ્ત કરો, અને પૂર્વોક્ત ધર્મ રીતિથી (पुत्रैः) પુત્ર અને (नप्तृभिः) પૌત્ર સહિત (क्रीडन्तौ) ક્રીડા કરતાં (स्वस्तकौ) ઉત્તમ ગૃહવાળા અને (मोदमानौ) આનન્દિત થઈ, ગૃહાશ્રમમાં પ્રીતિપૂર્વક વાસ કરો. (૨)

હે વરાનને ! તું (सुमङ्गली) શુભ મંગલાચરણ કરવાવાળી તથા (प्रतरणी) દોષ અને શોકાદિથી પૃથક્ રહેવાવાળી થઈ (गृहाणाम्) ગૃહકાર્યમાં ચતુર અને તત્પર રહે; તથા (सुशेवा) ઉત્તમ સુખવાળી થઈ (पत्ये) પતિ (श्वशुराय) સસરા અને (श्वश्रवै) સાસુને (शम्भूः) સુખકર્ત્રી થા તથા (स्योना) સ્વયં પ્રસન્ન થઈ (इमान्) આ (गृहान्) ઘરોમાં સુખપૂર્વક (प्रविश) પ્રવેશ કર. (૩)

**स्योना भव श्वशुरेभ्यः स्योना पत्ये गृहेभ्यः ।**
**स्योनास्यै सर्वस्यै विशे स्योना पुष्टायैषां भव ॥४॥**
**या दुर्हार्दो युवतयो याश्चेह जरतीरपि ।**
**वर्चोन्व स्यै सं दत्ताथास्तं विपरेतन ॥५॥**
**आ रोह तल्पं सुमनस्यमानेह प्रजां जनय पत्ये अस्मै ।**
**इन्द्राणीव सुबुधा बुध्यमाना ज्योतिरग्रा उषसः प्रति जागरासि ॥६॥**

અર્થ : હે વધૂ ! તું (श्वशुरेभ्यः) સસરા-સાસુ વગેરેને (स्योना) સુખ દેનારી થા, (पत्ये) પતિને (स्योना) સુખ દેનારી અને (गृहेभ्यः) ગૃહસ્થના સંબંધીઓને (स्योना) સુખદાયી (भव) થા; તથા (अस्यै) આ (सर्वस्यै) સર્વ (विशे) પ્રજાને (स्योना) સુખપ્રદ થઈ (एषां) એના (पुष्टाय) પોષણ માટે તત્પર (भव) રહે. (૪)

(याः) જે (दुर्हार्दः) દુષ્ટ હૃદયવાળી અથવા દુષ્ટાત્મિકા (युवतयः) યુવાન સ્ત્રીઓ (च) અને (याः) જે (इह) આ સ્થાનમાં (जरतीः) વૃદ્ધ

દુષ્ટ સ્ત્રીઓ હોય, તે (अपि) પણ (अस्यै) આ વધૂને (नु) જલદી (वर्चः) તેજ (सं, दत्त) આપે; (अथ) ત્યાર પછી (अस्तम्) પોત-પોતાને ઘેર (विपरेतन) ચાલી જાય અને ફરી કદીપણ આની પાસે ન આવે. (૫)

હે વરાનને ! તું (सुमनस्यमाना) પ્રસન્ન ચિત્તવાળી થઈ (तल्पम्) પલંગપર (आरोह) ચડી શયન કર, અને (इह) આ ગૃહાશ્રમમાં સ્થિર રહી) (अस्मै) આ (पत्ये) પતિને માટે (प्रजां, जनय) પ્રજા ઉત્પન્ન કર, (सुबुधा) સુજ્ઞાનવાળી (बुध्यमाना) ઉત્તમ શિક્ષાને પ્રાપ્ત કરી (इन्द्राणीव) સૂર્યની કાન્તિની સમાન તું (उषसः) અને પ્રભાતકાલની (अग्रा) પહેલી (ज्योतिः) જ્યોતિની સમાન (प्रति, जागरासि) પ્રત્યક્ષ સર્વ કાર્યમાં જાગતી રહે. (૬)

**देवा अग्रे न्यपद्यन्त पत्नीः समस्पृशन्त तन्वऽस्तनूभिः ।**
**सूर्येव नारि विश्वरूपा महित्वा प्रजावती पत्या सं भवेह ॥७॥**
**सं पितरावृत्विये सृजेथां माता पिता च रेतसो भवाथः ।**
**मर्यइव योषामधि रोहयैनां प्रजां कृण्वाथामिह पुष्यतं रयिम् ॥८॥**
**तां पूषञ्छिवतमामेरयस्व यस्यां बीजं मनुष्या वपन्ति ।**
**या न ऊरु उशती विश्रयाति यस्यामुशन्तः प्रहरेम शेपः ॥९॥**

અર્થ : હે સૌભાગ્યપ્રદે (नारि) નારી ! તું જેમ (इह) આ ગૃહસ્થાશ્રમમાં (अग्रे) પ્રથમ (देवाः) વિદ્વાન્ લોકો (पत्नीः) ઉત્તમ સ્ત્રીઓને (न्यपद्यन्त) પ્રાપ્ત થાય છે અને (तनूभिः) શરીરોથી (तन्वः) શરીરોનો (समस्पृशन्त) સ્પર્શ કરે છે, તેમ (विश्वरूपा) વિવિધ સુંદરરૂપ ધારણ કરનારી (महित्वा) સત્કારને પ્રાપ્ત થઈ, (सूर्येव) સૂર્યની ક્રાન્તિની સમાન (पत्या) પોતાના સ્વામીની સાથે મળી (प्रजावती) પ્રજાને પ્રાપ્ત કરનારી (संभव) થા. (૭)

હે સ્ત્રી પુરુષો ! તમે (पितरौ) બાળકોનાં જનક, (ऋत्विये) ઋતુ સમયમાં સંતાનોને (संसृजेथाम्) ઉત્તમ રીતે ઉત્પન્ન કરો, (माता)

જનની (च) અને (पिता) જનક બંને (रेतसः) વીર્યને મેળવી ગર્ભાધાન કરનારાં (भवाथः) થાઓ. હે પુરુષ ! (एनाम्) આ (योषाम्) તારી સ્ત્રીની (मर्यइव) પ્રાપ્ત થનારા પતિની સમાન (તારા જેવાં) (अधिरोहय) સંતાનોથી વૃદ્ધિ કર, અને તમે બંને (इह) આ ગૃહસ્થાશ્રમમાં, પરસ્પર મળી (प्रजाम्) પ્રજા (कृण्वाथाम्) ઉત્પન્ન કરો, (पुष्यतम्) ને તેનું પાલન પોષણ કરો તથા પુરુષાર્થ કરી (रयिम्) ધન મેળવો. (૮)

હે (पूषन्) વૃદ્ધિકારક પુરુષ ! (यस्याम्) જેમાં (मनुष्याः) મનુષ્યો (बीजम्) વીર્ય (वपन्ति) વાવે છે, (નાખે છે) (या) જે, (नः) અમારી (उशती) કામના કરનારી, (ऊरू) ઉરૂસ્થલનો, સુંદરતાથી (विश्रयाति) આશ્રય લે છે. (यस्याम्) જેમાં (उशन्तः) સંતાનોની કામના કરનારા, અમે, (शेपः) ઉપસ્થેન્દ્રિયનું (प्रहरेम) પ્રહરણ કરીએ છીએ (નાખીએ છીએ) (ताम्) તે (शिवतमाम्) અતિશય કલ્યાણકારી સ્ત્રીને, સંતાનોત્પત્તિ કરવા (एरयस्व) પ્રેમથી પ્રેરણા કર. (૯)

**स्योनाद्योनेरधि बुध्यमानौ हसामुदौ महसा मोदमानौ ।**
**सुगू सुपुत्रौ सुगृहौ तराथो जीवावुषसो विभातीः ॥१०॥**
**इहेमाविन्द्र सं नुद चक्रवाकेव दम्पती ।**
**प्रजयैनौ स्वस्तकौ विश्वमायुर्व्यऽश्नुताम् ॥११॥**
**जनियन्ति नावग्रवः पुत्रीयन्ति सुदानवः ।**
**अरिष्टासू सचेवहि बृहते वाजसातये ॥१२॥**

અર્થ–હે સ્ત્રી અને પુરુષ ! જેમ સૂર્ય (विभातीः) સુંદર પ્રકાશયુક્ત (उषसः) ઉષાને પ્રાપ્ત થાય છે, તેમ (स्योनात्) સુખથી (योनेः) ઘર મધ્યે (अधि, बुध्यमानौ) સંતાનોત્પત્તિ વગેરે ક્રિયા સારી પેઠે જાણવાવાળાં, સદા (हसामुदौ) હાસ્ય અને આનંદયુક્ત, (महसा) ઘણા પ્રેમથી (मोदमानौ) અત્યંત પ્રસન્ન, (सुग्) ઉત્તમ વર્તનથી ધર્મયુક્ત વ્યવહારમાં સારી રીતે ચાલનારાં, (सुपुत्रौ) ઉત્તમ પુત્રોવાળાં અને (सुगृहौ) ઉત્તમ

ઘર વગેરે સાધનોથી યુક્ત થઈ (जीवौ) ઉત્તમ પ્રકારનું જીવન ધારણ કરી (तराथः) ગૃહસ્થાશ્રમના વ્યવહારને પૂર્ણ કરો. (૧૦)

હે (इन्द्र) પરમૈશ્વર્યયુક્ત વિદ્વાન્ રાજન્ ! તમે (इह) આ સંસારમાં (इमौ) આ સ્ત્રી અને પુરુષને યોગ્ય સમય પર વિવાહ કરવાની આજ્ઞા આપો અને એવી વ્યવસ્થા કરવા કહો કે કોઈ પણ સ્ત્રી અથવા પુરુષ પૃ. ૩૫-૩૬માં લખેલા પ્રમાણથી પૂર્વે અથવા બીજી કોઈ અયોગ્ય રીતે વિવાહ ન કરી શકે. (सं नुद) સર્વને એવી પ્રેરણા કરો કે જેથી પૂર્ણ બ્રહ્મચર્ય સહિત વિદ્યાધ્યયન કરી (दम्पती) પતિ-પત્ની (चक्रवाकेव) ચક્રવાકની સમાન એક બીજાથી પ્રેમબદ્ધ થઈ રહે, અને ગર્ભાધાન સંસ્કારમાં જે વિધિ કહેવામાં આવ્યો છે. તે વિધિ પ્રમાણે (प्रजया) પ્રજાથી (एनौ) એ બંને (स्वस्तकौ) સુખયુક્ત થઈ (विश्वम्) સંપૂર્ણ સો વર્ષ પર્યન્તના (आयुः) આયુષ્યને (व्यश्नुताम्) પ્રાપ્ત કરે. (૧૧)

હે મનુષ્યો ! જેમ (सुदानवः) વિદ્યાદિ ઉત્તમ ગુણોના દાન કરવાવાળાં (अग्रवः) ઉત્તમ સ્ત્રી-પુરુષો (जनियन्ति) પુત્રોની ઉત્પત્તિ કરે છે તથા (पुत्रीयन्ति) પુત્રની કામના કરે છે, તેમ અમારા પુત્રો ઉત્તમ થાય, (अरिष्टासू) બળ અને પ્રાણનો નાશ ન કરનારાં થઈ (बृहते) મહાન્ (वाजसातये) પરોપકારાર્થ વિજ્ઞાન અને અન્નનું દાન દેવામાં (सचेवहि) સર્વદા કટિબદ્ધ રહીએ, જેથી અમારા સંતાનો પણ તેવાં ઉત્તમ થાય, (૧૨)

**प्र बुध्यस्व सुबुधा बुध्यमाना दीर्घायुत्वाय शतशारदाय ।**
**गृहान् गच्छ गृहपत्नी यथासो दीर्घं त आयुः सविता कृणोतु ॥१३॥**
**सहृदयं सांमनस्यमविद्वेषं कृणोमि वः ।**
**अन्यो अन्यमभि हर्यत वत्सं जातमिवाघ्न्या ॥१४॥**

અર્થ- હે પત્ની ! તું (शतशारदाय) સો વર્ષ પર્યન્ત (दीर्घायुत्वाय)

દીર્ઘકાલ જીવવાને માટે (सुबुधा) ઉત્તમ બુદ્ધિવાળી (बुध्यमाना) જ્ઞાનવાળી થઈ (गृहान्) મારા ઘરોને (गच्छ) પ્રાપ્ત થા, અને (गृहपत्नी) હું, જે ગૃહનો સ્વામી છું તેની સ્ત્રી તું (यथा) જેમ (ते) તારું (दीर्घम्) દીર્ઘકાળ પર્યન્ત (आयुः) જીવન (असः) થાય તેનું (प्रबुध्यस्व) જ્ઞાન સારી રીતે પ્રાપ્ત કર. અને જે કોઈ ઉત્તમ વ્યવહાર હોય તેને પણ જાણ, આપણી આશાને (सविता) સર્વ જગત્‌ની ઉત્પત્તિ કરનાર અને સંપૂર્ણ ઐશ્વર્યને આપનાર પરમાત્મા (कृणोतु) કૃપાવડે પાર પાડે જેથી તું અને હું સર્વદા ઉન્નત્તિશીલ થઈ આનંદમાં રહીએ. (૧૩)

હે ગૃહસ્થો ! હું ઈશ્વર તમને જેવી આજ્ઞા આપું છું તેવું જ તમારે તમારું વર્તન રાખવું, જેથી તમને અક્ષય સુખ થાય, એટલે કે (वः) તમારી (सहृदयम्) જેવી ઈચ્છા પોતાના સુખને માટે કરો છો અને દુઃખ ન થાય તેમ ઈચ્છો છો, તેમજ માતા, પિતા, સન્તાન, સ્ત્રી, પુરુષ, ભૃત્ય, મિત્ર, પડોસી અને બીજા બધા સાથે સમાન હૃદયથી રહો. (सांमनस्यम्) મન વડે સારી રીતે પ્રસન્નતા અને (अविद्वेषम्) વૈર વિરોધાદિથી રહિત જે વ્યવહાર છે, તેને હું તમારે માટે (कृणोमि) સ્થિર કરું છું. તમે (अघ्न्या) હનન ન કરવા યોગ્ય ગાય જેમ (वत्सम् जातमिव) ઉત્પન્ન થયેલાં વાછરડા પર વાત્સલ્ય ભાવનું વર્તન રાખે છે તેમ તમે પણ (अन्यो अन्यम्) પરસ્પર (अभि, हर्यत) પ્રેમપૂર્વક શુભેચ્છાથી વર્ત્યા કરો. (૧૪)

**अनुव्रतः पितुः पुत्रो मात्रा भवतु संमनाः ।**
**जाया पत्ये मधुमतीं वाचं वदतु शन्तिवान् ॥१५॥**
**मा भ्राता भ्रातरं द्विक्षन्मा स्वसारमुत स्वसा ।**
**सम्यञ्चः सव्रता भूत्वा वाचं वदतु भद्रया ॥१६॥**

અર્થ : હે ગૃહસ્થો ! જેમ તમારો (पुत्रः) પુત્ર (मात्रा) એની માતા સાથે (संमनाः) પ્રીતિયુક્ત મનવાળો, (अनुव्रतः) અનુકૂલ આચરણ

  

વાળો, (पितुः) અને પિતાના સંબંધમાં એ જ પ્રકારનો પ્રેમ ધરાવનાર (भवतु) થાય તેમ તમે પણ તમારા પુત્રોની સાથે વર્તતા રહો. જેમ (जाया) સ્ત્રી (पत्ये) પતિની પ્રસન્નતાને માટે (मधुमंतीम्) માધુર્યતાયુક્ત (वाचम्) વાણી (वदतु) કહે, તેમ પતિ પણ (शान्तिवान्) શાન્તિપૂર્વક પોતાની સ્ત્રી સાથે મધુર વાણીથી ભાષણ કર્યા કરે. (૧૫)

હે ગૃહસ્થો ! તમારામાં (भ्राता) ભાઈ, (भ्रातरम्) ભાઈની સાથે (मा, द्विक्षन्) દ્વેષ કદી ન કરે, (उत) અને (स्वसा) બહેને (स्वसारम्) પોતાની બહેન સાથે દ્વેષ કદી (मा) ન કરવો તથા બહેન અને ભાઈએ પરસ્પર દ્વેષ કદી ન કરવો; કિન્તુ (सम्यञ्चः) સારી રીતે પ્રેમ આદિ ગુણવાળાં (सव्रताः) સમાન ગુણ-કર્મ સ્વભાવવાળાં (भूत्वा) થઈ (भद्रया) મંગળકારક રીતિથી એક બીજાની સાથે (वाचं) સુખદાયક વાણી (वदत) બોલો. (૧૬)

**येन देवा न वियन्ति नो च विद्विषते मिथः ।**

**तत्कृण्मो ब्रह्म वो गृहे संज्ञानं पुरुषेभ्यः ॥१७॥**

અર્થ : હે ગૃહસ્થો ! હું ઈશ્વર, (येन) જે પ્રકારના વ્યવહારથી (देवाः) વિદ્વાન લોકો (मिथः) પરસ્પર (न वियन्ति) પૃથક્ ભાવવાળાં નથી થતાં, (च) અને (नो, विद्विषते) પરસ્પર દ્વેષ કદી નથી કરતાં, (तत्) તેવાં કર્મ (वः) તમારા (गृहे) ઘરમાં (कृण्मः) નિશ્ચિત કરું છું, અને (पुरुषेभ्यः) પુરુષોને (संज्ञानम्) સારી રીતે ચેતવું છું કે તમે લોકો પરસ્પર પ્રીતિથી વરતી બહુ (ब्रह्म) ધન અને ઐશ્વર્યને પ્રાપ્ત થાઓ. (૧૭)

**ज्यायस्वन्तश्चित्तिनो मा वि यौष्ट संराधयन्तः सधुराश्चरन्तः ।**

**अन्यो अन्यस्मै वल्गु वदन्त एत सध्रीचीनान्वः संमनसस्कृणोमि ॥१८॥**

અર્થ : હે ગૃહસ્થ આદિ મનુષ્યો ! તમે (ज्यायस्वन्तः) ઉત્તમ વિદ્યા આદિ ગુણવાળાં, (चित्तिनः) વિદ્વાન્ (सधुराः) ધુરંધર થઈ (चरन्तः) વિચરતા અને (संराधयन्तः) પરસ્પર [illegible] અને

રાજ્યસમૃદ્ધિ પ્રાપ્ત કરી (मा, वियौष्ट) વિરોધ અને ભેદ ભાવ કદી નહીં રાખો (अन्यः) એક (अन्यस्मै) બીજાને માટે (वल्गु) સત્ય મધુર ભાષણ (वदन्तः) કહેતાં એક-બીજાને (एत) મળતા રહો તેને માટે (सध्रीचीनान्) સમાન લાભાલાભમાં એક બીજાના સહાયક (संमनसः) એક મન વાળાં (वः) તમને હું (कृणोमि) કરું છું. અર્થાત્ હું તમને આજ્ઞા કરું છું કે તમે આલસ્ય છોડી તેનું પાલન કરો (૧૮)

**समानी प्रपा सह वोऽन्नभागः समाने योक्त्रे सह वो युनज्मि ।**

**सम्यञ्चोऽग्निं सपर्य्यतारा नाभिमिवाभितः ॥१९॥**

**सध्रीचीनान्वः संमनस्कृणोम्येक श्नुष्टीन्त्संवननेन सर्वान् ।**

**देवा इवामृतं रक्षमाणाः सायंप्रातः सौमनसो वो अस्तु ॥२०॥**

अथर्वः कां० ३ । वर्ग० ३० । मं० १ - ७ ॥

હે ગૃહસ્થાદિ મનુષ્યો ! હું, ઈશ્વર તમને આજ્ઞા કરું છું કે તમારો (प्रपा) જળપાન, સ્નાન અને રહેવા વગેરેનો વ્યવહાર (समानी) સમાન હોવો જોઈએ. (वः) તમારું (अन्नभागः) ખાન-પાન (सह) સાથે થવું જ જોઈએ. (वः) તમારાં (समाने) એક જ (योक्त्रे) અશ્વાદિ યાન (सह) તમારી પાસે રહે એવું જોઈએ, અને તમને ધર્મ આદિ વ્યવહારમાં પણ એક થવા (युनज्मि) નિયુક્ત કરું છું. જેમ (अराः) ચક્રનાં આરા (अमितः) ચારોં તરફથી (नाभिमिव) વચલી ધરીમાં લાગેલાં રહે છે, અથવા જેમ ઋત્વિજ લોકો અને યજમાન મળીને યજ્ઞમાં (अग्निम्) અગ્નિઆદિનાં સેવન વડે જગત્‌નો ઉપકાર કરે છે, તેમ (सम्यञ्चः) સારી પ્રાપ્તિ વાળાં તમે, પરસ્પર મળી ધર્મયુક્ત કાર્યમાં (सपर्यत) એક બીજાનું હિત કર્યા કરો (૧૯)

ઈશ્વર આજ્ઞા આપે છે કે હે ગૃહસ્થાદિ મનુષ્યો ! હું (वः) તમને (सध्रीचीनान्) સાથે રહેનાર સર્વને (संमनसः) પરસ્પર હિતૈષી, (एकश्नुष्टीन्) એક જ ધર્મકૃત્યમાં શીઘ્ર પ્રવૃત્ત થવાને માટે (सर्वान्) સર્વને

(संवननेन) ધર્મકાર્યોના સેવનની સાથે, અને બીજાના ઉપકારમાં નિયુક્ત (कृणोमि) કરું છું. તમે (देवा इव) વિદ્વાન્ જનોની સમાન (अमृतम्) વ્યવહારિક અને પારમાર્થિક સુખની (रक्षमाणाः) રક્ષા કરતાં (सायं प्रातः) સવાર સાંજ અર્થાત્ સર્વ સમયે એક બીજાને પ્રેમપૂર્વક ભેટો. આવા વર્તનથી (वः) તમારો (सौमनसः) મનનો આનન્દવાળો શુદ્ધભાવ (अस्तु) સર્વદા સ્થિર રહે. (૨૦)

**श्रमेण तपसा सृष्टा ब्रह्मणा वित्त ऋते श्रिताः ॥२१॥**

**सत्येनावृताः श्रिया प्रावृता यशसा परीवृताः ॥२२॥**

**स्वधया परिहिताः श्रद्धया पर्यूढा दीक्षया गुप्ता यज्ञे प्रतिष्ठिता लोको निधनम् ॥२३॥**

અર્થ :- હે સ્ત્રી-પુરુષો ! હું ઈશ્વર તમને આજ્ઞા આપું છું કે તમે ગૃહસ્થી લોક (श्रमेण) પરિશ્રમ તથા (तपसा) પ્રાણાયામાદિ તપથી (सृष्टाः) સંયુક્ત થઈ (ब्रह्मणा) વેદવિદ્યા, પરમાત્મા, અને ધનાદિથી (वित्ते) ભોગ કરવા યોગ્ય પદાર્થોના પ્રયત્નમાં, અને (ऋते) યથાર્થ, પક્ષપાત રહિત ન્યાયરૂપ ધર્મમાં (श्रिताः) ચાલવાવાળાં સદા રહો. (૨૧)

(सत्येन) સત્યભાષણ આદિ કર્મોથી (आवृताः) ચો તરફથી યુક્ત થઈ (श्रिया) શોભા અને લક્ષ્મીથી (प्रावृताः) યુક્ત (यशसा) કીર્તિ અને ધનથી (परीवृताः) સર્વ રીતે સંયુક્ત રહ્યા કરો. (૨૨)

(स्वधया) પોતાનાજ અન્નાદિ પદાર્થનાં ધારણથી (परिहिताः) સર્વના હિતકારી (श्रद्धया) સત્ય ધારણ કરવામાં શ્રદ્ધાથી (पर्यूढाः) સર્વ રીતે સર્વને સત્યાચરણ પ્રાપ્ત કરાવનારાં (दीक्षया) નાના પ્રકારના બ્રહ્મચર્ય સત્યભાષણદિ વ્રતના ધારણથી (गुप्ताः) સુરક્ષિત, (यज्ञे) વિદ્વાનોનો સત્કાર, શિલ્પવિદ્યા અને શુભગુણોના દાનમાં (प्रतिष्ठिताः) પ્રતિષ્ઠા પ્રાપ્ત કરો, અને આવાં જ કર્મોથી (निधनं लोकः) આ

